# ❋ ગુજરાતી સાહિત્યનાં ઉપયોગી શ્રેષ્ઠ પ્રકાશનો ❋

**જ્યોતિષના પુસ્તકો**

**ચદ્રકાત રત્નેશ્વર ભટ્ટકૃત**

| | |
|---|---|
| કુ ડળી રહસ્ય ૧–૨ | ૫૦–૦૦ |
| જ્યોતિષરત્નમ્ | ૧૬–૫૦ |
| સરળ જ્યોતિષ | ૧૨–૫૦ |
| નક્ષત્ર જ્યોતિષ | ૧૧–૫૦ |
| અભિનવ જ્યોતિષ | ૧૧–૦૦ |
| દર્દો અને જ્યોતિષ | ૨૦–૦૦ |
| દૃષ્ટાત કુ ડળીઓ | ૧૦–૦૦ |

**શ્રી બિહારીલાલ શર્માકૃત**

| | |
|---|---|
| જીવનનું ભવિષ્યદર્શન | ૩૦–૦૦ |

**સૂર્યદેવ શાસ્ત્રીકૃત**

| | |
|---|---|
| સચિત્ર ત્રિકાળજ્ઞાન દર્પણ | ૧૫–૫૦ |

**રઘુવીર વ્યાસ**

| | |
|---|---|
| ફળજ્યોતિષદર્શન | ૬–૦૦ |

**હેમેન્દ્ર શાહ**

| | |
|---|---|
| હસ્તરેખા રહસ્યદર્શન | ૧૪–૦૦ |

**પૌરાણિક આખ્યાનો**

**નૌતમકાંત સાહિત્યવિલાસીકૃત**

| | |
|---|---|
| નવનાથ આખ્યાન ૧–૨ | ૧૩–૦૦ |
| ગોરખમચ્છેન્દ્ર આખ્યાન | ૬–૫૦ |
| સંત દેવીદાસ આખ્યાન | ૬–૫૦ |
| નળદમયતી આખ્યાન | ૬–૫૦ |
| સમુદ્રપુત્ર જલધર આખ્યાન | ૬–૫૦ |
| હરિશ્ચ દ્ર તારામતી ,, | ૬–૫૦ |
| ચંદન મલયાગીરી ,, | ૬–૫૦ |
| મેનાવતી ગોપીચદ ,, | ૬–૫૦ |
| ભર્તૃહરિ પિંગલા ,, | ૬–૫૦ |
| પરીક્ષિત તક્ષક ,, | ૬–૫૦ |
| ભક્તમાળ (નાભાજી કૃત) | ૨૫–૦૦ |
| વ્રતકથાઓ (૧૩૧ વ્રતો) | ૬–૫૦ |

**ડૉ શ્રી હરિલાલ ગોદાનીકૃત**

| | |
|---|---|
| પશ્ચિમ ભારતના શિલ્પ અને સ્થાપત્ય | ૭૫–૦૦ |

**શ્રી જોરાવરસિંહ જાદવકૃત**

| | |
|---|---|
| લોકસસ્કૃતિમા પશુઓ | ૭૫–૦૦ |

**હરકાત શુક્લકૃત**

| | |
|---|---|
| ગુજરાતના સાસ્કૃતિક પ્રવાહો | ૩૦–૦૦ |

**શાંતિ પરોપકારીકૃત**

| | |
|---|---|
| પચતંત્ર | ૨૦–૦૦ |

**ચદ્રકાંત અમીનકૃત**

| | |
|---|---|
| બીરબલવિનોદ | ૩૨-૦૦ |

**ઉમાશકર જોશીકૃત**

| | |
|---|---|
| હવેલી | ૧૭–૦૦ |
| પારકાં જણ્યા | ૧૦–૫૦ |

**કનૈયાલાલ જોશીકૃત**

| | |
|---|---|
| સસ્કારસુધા | ૧૩–૦૦ |

**શ્રીમન્નારાયણકૃત**

| | |
|---|---|
| બીન માગે મોતી મીલે | ૫–૫૦ |
| સબસે ઊ ચી પ્રેમસગાઈ | ૬–૦૦ |

**જયમલ્લ પરમારકૃત**

| | |
|---|---|
| આપણી લોકસસ્કૃતિ | ૨૦–૦૦ |

**નૌતમકાત સાહિત્યવિલાસીકૃત**

| | |
|---|---|
| મહારાજા ચક્રપાલિત | ૧૩–૦૦ |
| સેનાપતિ ભટ્ટાર્ક ૧–૨ | ૨૪–૫૦ |
| સમ્રાટ શાલિવાહન | ૧૫–૫૦ |

**રમણીકલાલ દલાલકૃત**

| | |
|---|---|
| સમ્રાટ બાલાદિત્ય | ૩૦–૦૦ |

**દેવેન્દ્રકુમાર પંડિતકૃત**

| | |
|---|---|
| ધરતી ધમધમી ઊઠી | ૨૪–૨૫ |

**ડૉ. વૃંદાવનલાલ વર્માકૃત**

| | |
|---|---|
| મૃગનયની ૧–૨ | ૧૭–૫૦ |

**શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીરોડ, બ્રિજ પાસે, અમદાવાદ.**

# શ્રી જૈનતત્ત્વપ્રકાશ

લેખક

આગમોદ્ધારક આચાર્યશ્રી

પૂજ્ય અમોલખઋષિજી મહારાજ

*

અનુવાદક

શ્રી ઝવેરચંદ જાદવજી કામદાર



શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીરોડ, બ્રિજ પાસે, અમદાવાદ.

# સમર્પણ

જેઓ આત્મસ્વમાનની સાક્ષાત્ મૂર્તિ હતા, જેમની રગે-રગમાં
ધર્મ પ્રત્યે ઊંડી નિષ્ઠા હતી, જેમના જીવનમા
ધર્મ સમ્યક્ રીતે એકરસ થઈ ગયો
હતો, જેમના સંસ્કારોને
કારણે જ મારામાં
ધાર્મિક ભાવના
વિકાસ
પામી
એવા પૂજ્ય પિતાજી
**શ્રી ઘાસીરામજી કોઠારી**
અને
**પજનીયા માતેશ્વરી કોયલબાઈની**
પુણ્ય સ્મૃતિમાં
સાદર સમર્પિત

— ધનરાજભાઈ કોઠારી

# આશીર્વચન

સ્થાનકવાસી જૈન સમાજના આબાલવૃદ્ધ શાસ્ત્રોદ્ધારક આચાર્યશ્રી અમોલખ ઋષિજી મ ના નામથી પરિચિત છે. તેમનો સ્થાનકવાસી જૈન સમાજ પર જે મહાન ઉપકાર છે, તેને સમાજ કદાપિ ભૂલી શકે નહીં. તેમણે જે જ્ઞાનયજ્ઞ આરંભ્યો હતો તે અત્યત અદ્દભુત, વિલક્ષણ અને આશ્ચર્યકારી હતો તેમનામા પ્રબળ પુરુષાર્થ હતો, જેને કારણે તેમણે આગમોનો હિન્દી અનુવાદ કર્યો અને બીજા સત્તર ગ્રંથોનુ લેખન કરીને પોતાની ઉત્કૃષ્ટ પ્રતિભાનો પરિચય આપ્યો. લેખનની સાથે જ તેમનુ એકાસના આદિ તપ પણ લાંબા સમય સુધી ચાલતુ રહ્યુ.

આચાર્યશ્રીની સાથે અમારો અત્યત નિકટનો સંબંધ હતો તેઓ અમારા ભૂતપૂર્વ સપ્રદાયના આચાર્ય હતા આચાર્ય જેવા ગૌરવપૂર્ણ પદ પર બિરાજતા હોવા છતા પણ તેમનામા લેશમાત્ર અભિમાન ન હતુ. તેમના જીવનના કણ-કણમા, મનના અણુ-અણુમા સ્નેહ–સદ્દભાવનાનો સમુદ્ર ઉછાળા મારી રહ્યો હતો તેઓ ગુરુજનો પ્રત્યે અત્યત વિનમ્ર હના અને લઘુજન પ્રત્યે તેમના અન્તર્માનસમાં અપાર વાત્સલ્ય હતુ

"જૈનતત્ત્વપ્રકાશ" આચાર્યશ્રીના ગ્રથોમા એક ઉત્કૃષ્ટ ગ્રથ છે આ ગ્રથ–રત્નની સૌથી મોટી વિશેષતા તો એ છે કે આ ગ્રથ અત્યંત સરળ ભાષામા લખાયો છે. એમાં દાર્શનિક અને ધર્મના ગહન રહસ્યોને અત્યત સુગમ રીતે રજૂ કરવામા આવ્યા છે. આ જ કારણે પ્રસ્તુત ગ્રથની અનેક આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે અન્ય પ્રાન્તીય ભાષાઓમા પણ આ ગ્રથ–રત્નના અનુવાદ થયેલ છે

દેવેન્દ્ર મુનિ દ્વારા મને જાણવા મળ્યુ કે શ્રી લક્ષ્મી પુસ્તક ભડારના અધિપતિ ધનરાજભાઈ કોઠારી પ્રસ્તુત ગ્રંથ-રત્નનો ગુજરાતી અનુવાદ પ્રકાશિત કરી રહ્યા છે આ અત્યત પ્રસન્ન થવા જેવી બાબત છે.

હું ઈચ્છુ કે પ્રસ્તુત ગ્રથનો વધુમાં વધુ પ્રચાર થાય, ગુજરાતી ભાષાભાષી જનતા ગ્રથને અપનાવીને જૈન ધર્મના મર્મને સમજે. આ ગ્રથને જો જનતા અપનાવશે તો ધનરાજભાઈ આ જ રીતે ધાર્મિક ગ્રથોનું પ્રકાશન કરીને જૈન ધર્મની પ્રભાવના કરવામા પોતાનુ મહત્ત્વપૂર્ણ યોગદાન આપશે, જે સમાજ માટે અત્યત હિતાવહ થશે

**આચાર્યશ્રી આનંદઋષિજી મહારાજ**

# પ્રકાશકીય

અમારા પ્રિય વાચકોના કરકમળમા "જૈનતત્ત્વપ્રકાશ" ગ્રંથ—રત્નને અર્પિત કરતાં હું અપાર પ્રસન્નતા અનુભવુ છું "જૈનતત્ત્વપ્રકાશ" આચાર્ય શ્રી અમોલખઋષિજી મહારાજની એક અણમોલ કૃતિ છે જેની ભાષા સરળ છે, સરસ છે અને ભાવગંભીર છે

મારા પૂજ્ય પિતા શ્રી ઘાસીરામજી એક ચુસ્ત જૈનધર્મી અને સ્વમાની પુરુષ હતા તેમના જીવનમા ધર્મ એકરૂપ થઈ ગયો હતો તેઓ સાચા ધાર્મિક હતા તેમને આડંબર બિલકુલ પસંદ ન હતો તેમના જ ધાર્મિક સંસ્કાર મને પ્રાપ્ત થયા છે, જેના પરિણામે હુ સદા વિચારતો રહ્યો છુ કે જ્યારે મારો વ્યવસાય પુસ્તક પ્રકાશનનો છે, અત્યાર સુધી વિવિધ પ્રકારના હજારથી પણ વધુ પુસ્તકો પ્રકાશિત કર્યા છે અને ગુજરાતની કદરદાન પ્રજાએ અમારા પ્રકાશનોને આવકાર પણ આપ્યો છે તેનાથી પ્રોત્સાહિત થઈને મે વિચાર્યું કે લૌકિક પ્રકાશન સાથે ધાર્મિક પ્રકાશન પણ કરુ, એ દૃષ્ટિથી મે ઉપાધ્યાય શ્રી પુષ્કર મુનિ મ ના, દેવેન્દ્ર મુનિજીના અને બીજા સંતોના ગ્રંથોને ગુજરાતીમા અનુવાદ કરાવીને પ્રકાશિત કર્યા છે

પૂજ્ય પિતાશ્રી મારી બાલ્ય અવસ્થામા જ સ્વર્ગવાસી થયા હતા, પણ તેમના પુણ્ય બળથી જ મારો પ્રકાશનવ્યવસાયમા પ્રવેશ થયો પરિસ્થિતિને વશ અત્યાર સુધી હુ તેમની ભાવનાને મૂર્ત રૂપ આપી શક્યો નહોતો પણ હવે મને આનંદ છે કે પૂજ્ય પિતાશ્રીની નિર્મળ ભાવનાને હુ મૂર્ત રૂપ આપી રહ્યો છું, જેના પરિણામે ધાર્મિક પુસ્તકોના પ્રકાશન કરવાની મનોવૃત્તિ તરફ લક્ષ આપવા મે પ્રયત્ન કર્યો છે અને પૂ ઉપાધ્યાય શ્રદ્ધેય શ્રી. પુષ્કરમુનિજી તથા સમર્થ લેખક શ્રી દેવેન્દ્રમુનિજીના આશીર્વચનોથી જ આ કાર્ય કરી શકવા હુ શક્તિમાન બન્યો છું

પ્રસ્તુત ગ્રંથ પર આચાર્યશ્રી આનંદઋષિજી મહારાજશ્રીએ શુભાશીર્વાદ, શ્રી દેવેન્દ્રમુનિજીએ સંક્ષિપ્ત અને મનનીય ભૂમિકા મારી પ્રાર્થનાને લક્ષમા રાખીને લખી આપવાનો અનુગ્રહ કર્યો છે, એ માટે હુ તેમનો હાર્દિક આભારી છુ

તદુપરાંત માનનીય શ્રી ધીંગડમલજી કાનુગા તથા શ્રી નૈનચંદજી બોરદીયાનો આ પુસ્તકના પ્રકાશન માટે આગ્રહ કરવા બદલ આભારી છુ, તેમના આગ્રહથી જ આ પુસ્તક હુ જનતા સમક્ષ પ્રગટ કરી શક્યો છું

આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ કરનાર શ્રી ઝવેરચંદ જાદવજી કામદારનો પણ અહીં આભાર માનુ છુ

અમદાવાદ
દિનાંક કાર્તિક પૂર્ણિમા
૪—૧૧—૧૯૭૯

—ધનરાજભાઈ કોઠારી

# પ્રસ્તાવના

શ્રમણ ભગવાન મહાવીરના જ્યોતિર્ધર આચાર્યોની પરપરામા આચાર્યપ્રવર શ્રી અમોલખ ઋષિજી મહારાજનું નામ સુવર્ણાક્ષરોમા લખાયેલું છે. તેઓ સાધુતાના શૃગાર હતા, જ્ઞાનની અખડ જ્યોત તેમના જીવનના કણ-કણમા પ્રજ્વલિત હતી. તેમના જીવનનું વ્રત હતું સમર્પણ આદાનમા નહીં પ્રદાનમા, ગ્રહણમા નહીં સમર્પણમા તેમનો વિશ્વાસ હતો તેઓ દરેક માનવને સુખ, શાતિ, પ્રેમ, સ્થાન અને સદ્ભાવના સમર્પિત કરતા હતા.

આચાર્યપ્રવરનુ વ્યક્તિત્વ ઈન્દ્રધનુષ જેવું રગ—બેરગી અને મનોહર હતુ. તેઓ દર્શકના દિલને લોભાવતા હતા, મનને મોહિત કરતા હતા. એ મનમોહન છબિને નિહાળવા માટે ભક્તોનુ હૃદય ઉછાળા મારતું અને આખો આતુર બની જતી જેમ ઈન્દ્રધનુષમા વિવિધ રમણીય રગોનું સમિશ્રણ હોય તેવી જ રીતે આચાર્યશ્રીના જીવનમા સરળતા, નમ્રતા, માનવતાની સાથે જ્ઞાનની નિર્મળ પ્રભા અને કર્તવ્યની કર્મઠતા હતી

આધુનિક યુગની જેમ એ યુગમા સાધનોનો અભાવ હતો સ્થાનકવાસી પરપરામા હોવાને કારણે પ્રાચીનતમ ભંડાર પણ તેમને સહજ પ્રાપ્ત ન હતો, કે જેથી તેઓ આગમ—સશોધનનુ કાર્ય કરી શકે. પણ તેમના મનમા એક ધૂન હતી કે આગમસાહિત્ય પર વિરાટ વ્યાખ્યા સાહિત્ય પ્રાકૃત, અપભ્રશ અને સંસ્કૃત ભાષામાં નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાઓના રૂપમાં લખાયું છે બાલાવબોધ પણ લખાયાં છે પણ સરળ હિન્દી ભાષામાં આગમોનો અનુવાદ ન હતો તેમણે આગમોના અનુવાદનું કામ શરૂ કર્યુ. જ્યારે માણસમા તીવ્ર ભાવના હોય છે, મનમાં ઊડી નિષ્ઠા હોય છે, ત્યારે તે કાર્ય સહજ બની જાય છે તે કાર્યમાં બોજો લાગતો નથી અને નથી હોતી આભાર પ્રદર્શનની ભાવના પણ. બત્રીસ આગમોના અનુવાદનું કાર્ય અત્યંત ઉલ્લાસની ક્ષણોમા તેમણે પૂર્ણ કર્યું અને શેઠ જ્વાલાપ્રસાદજીએ એ આગમોને મુદ્રિત કરાવીને ભારતના બધા પ્રમુખ સઘોને સમર્પિત કર્યાં હિન્દી ભાષામા આગમોનો અનુવાદ કરનાર તેઓ સર્વ પ્રથમ છે તેમના પ્રબળ પુરુષાર્થની પ્રશસા કરવી શબ્દોમા શક્ય નથી.

પૂજ્ય શ્રી અમોલખ ઋષિજી મહારાજે ફક્ત આગમોનો જ અનુવાદ નથી કર્યો, પણ વિવિધ વિષયો પર તેમણે ઘણુ લખ્યુ છે. જૈન આગમ સાહિત્યના ગહન રહસ્યોને સરળ અને સુગમ ભાષામાં રજૂ કરવાનો તેમનો પ્રયત્ન સ્તુત્ય છે.

"જૈનતત્ત્વપ્રકાશ" આચાર્યશ્રીની એક અણમોલ રચના છે. જૈન ધર્મ અને દર્શન જેવા ગભીર વિષય પર સરળ અને સુબોધ શૈલીમા તેમણે આગમના આલોકને પ્રકાશિત કર્યો છે તે અદ્ભુત છે, અજોડ છે. જૈન ધર્મની એવી કોઈ સમસ્યા નથી જેના પર પ્રસ્તુત ગ્રંથમાં ચિંતન કર્યુ ન હોય જીવ—જગત, આત્મા—પરમાત્મા, સ્વર્ગ—નરક, જ્ઞાન—દર્શન—ચારિત્ર, ધર્માસ્તિકાય—અધર્માસ્તિકાય, આકાશ, કાળ, પુદ્ગલ, જીવ—અજીવ, પુણ્ય—પાપ, આસ્રવ—સવર, નિર્જરા, બંધ અને મોક્ષ વગેરે તત્ત્વો પર વિશદ વિશ્લેષણ કર્યુ છે ઉત્સર્પિણી—અવસર્પિણી કાળચક્ર પર પણ ચિંતન કર્યુ છે અરિહત—સિદ્ધ—આચાર્ય—ઉપાધ્યાય—સાધુ વગેરે પાચ પદો પર પણ મનન કર્યુ છે આમ પ્રસ્તુત ગ્રથ જૈન ધર્મનો પરિચય આપનાર એક મહત્ત્વપૂર્ણ ગ્રથ છે. આ ગ્રથ વિવિધ ભાષાઓમા અનુવાદિત થઈને લોકપ્રિય બન્યો છે આજ સુધી અનેક આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે, જે ગ્રથ—રત્નની લોકપ્રિયતાનું પ્રબળ પ્રમાણ છે.

સુશ્રાવક સાહિત્યપ્રેમી ધનરાજભાઈ કોઠારી અત્યંત ઉદારમના ધર્મનિષ્ઠ વ્યક્તિ છે, જેમણે શતાધિક પુસ્તકો હિંદીમાંથી અનુવાદ કરાવીને ગુજરાતીમા પ્રકાશિત કર્યા છે. ઉપાધ્યાય શ્રી પુષ્કર મુનિ મ દ્વારા લખાયેલ 'પુષ્કર પ્રસાદી કથામાળા' ના રૂપમા ૧૦૦ ભાગ પ્રકાશિત કર્યા. 'ભગવાન મહાવીર–એક અનુશીલન' 'જિંદગીનો આનદ', 'જીવનનો ઝકાર', 'સફળ જીવન', 'ધર્મ અને સસ્કૃતિ', 'વિચાર-રેખા', 'અતીતના અજવાળા', 'બુદ્ધિનો ચમત્કાર', 'ચિંતનની ચાદની', વગેરે મારા અનેક પુસ્તકો પ્રકાશિત કર્યા છે તદુપરાત વિપુલ સાહિત્ય તેમણે પ્રકાશિત કર્યું છે પ્રસ્તુત ગ્ર થ–રત્ન પણ તેઓ પોતાના પૂજ્ય પિતાશ્રી શેઠ ઘાસીરામજી કોઠારીની પુણ્ય સ્મૃતિમા પ્રકાશિત કરી રહ્યા છે. આ તેમની પોતાના પૂજ્ય પિતા પ્રત્યેની શ્રદ્ધાર્ચના છે સ્થાનાગ. સૂત્રમા ભગવાન મહાવીરે કહ્યુ છે–પિતાના ઋણમાથી પુત્ર મુક્ત થઈ શકતો નથી પણ જે ધર્મારાધના કરે છે, પિતાને સન્માર્ગ પર આરૂઢ કરે છે, ધર્મની અખડ જ્યોતિ જગાવે છે, તે પિતાના ઋણમાથી મુક્ત થઈ શકે છે ધર્મ એક એવુ સુંદર માધ્યમ છે જેના દ્વારા ઋણમાથી મુક્ત થઈ શકાય છે ધનરાજભાઈ એ ઋણમાથી મુક્ત થવાનો જે ઉપ-ક્રમ કરી રહ્યા છે તે અત્યત સ્તુત્ય છે સાહિત્ય એક એવું સાધન છે જેના દ્વારા અગણિત માનવો જે પથભ્રષ્ટ છે તેમને સાચા માર્ગનુ પરિજ્ઞાન કરાવવામા આવે છે, ભૂલ્યા ભટક્યા જીવન પથીઓને માર્ગદર્શન આપવામા આવે છે

ધનરાજભાઈએ ગુર્જર ભાષાભાષી સાહિત્યપ્રેમી લોકોના હાથમા જૈન સાહિત્ય પ્રદાન કર્યું છે જૈન સઘો તરફથી જે સાહિત્ય પ્રકાશિત થાય છે તેની પાછળ જૈન સમાજનુ અત્યધિક અનુદાન હોવાને કારણે તે પ્રકાશન ઘણા સસ્તા આપવામા આવે છે પરતુ એ પણ સાચુ છે કે એવુ સાહિત્ય સમાજના લોકો સુધી જ પહોચે છે અજૈન લોકોમા, પુસ્તકાલયોમા તે પહોંચી શકતુ નથી, જેના કારણે અજૈન વિદ્વાન એ સાહિત્યથી વચિત રહી જાય છે તેઓ જૈન સાહિત્યની મહત્તાનુ પરિજ્ઞાન કરી શકતા નથી પરતુ ધન-રાજભાઈએ પ્રસ્તુત સસ્થા દ્વારા જૈન સાહિત્ય પ્રકાશિત કરીને તેનો વ્યાપક પ્રચાર થાય, અજૈન લોકો પણ જૈન સાહિત્યને વાચે, સમજે અને તેના મહત્ત્વને હૃદયગમ કરે, આ તેમનો દૃષ્ટિકોણ રહ્યો છે અને તેને માટે તેમણે પોતાની શક્તિથી પણ અધિક વિશાળકાય ગ્ર થ પ્રકાશિત કરીને પોતાની ધર્મ પર ઊડી શ્રદ્ધા વ્યક્ત કરી છે. તેમની ધાર્મિક ભાવના દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી રહે એ મારી મંગલ કામના છે

"જૈનતત્ત્વપ્રકાશ" અત્યત સુદર ગ્ર થ–રત્ન છે જૈન ધર્મને સમજવા માટે આ ગ્રંથ અત્યત ઉપયોગી છે મારો આત્મવિશ્વાસ છે કે પ્રસ્તુત ગ્ર થ–રત્ન જૈન સમાજમા જ નહીં અજૈન સમાજમાં આદરને પાત્ર થશે તેથી આ ગ્ર થ–રત્નનો સ્વાધ્યાય કરીને જૈન ધર્મના રહસ્યને સમજશે તો પ્રકાશક મહો-દયનો પ્રયત્ન પૂર્ણ રૂપે સફળ બનશે અને પ્રકાશક હમેશા નવા–નવા ગ્ર થ પણ પ્રકાશિત કરીને પ્રસારિત કરી શકશે

જૈન સ્થાનક,<br>
સિકદરાબાદ<br>
જ્ઞાનપચમી<br>
૨૫—૧૦—૧૯૭૯

— દેવેન્દ્ર મુનિ

# અનુક્રમણિકા

## પ્રથમ-ખંડ

## દ્વિતીય ખંડ

# શ્રી જૈન તત્ત્વ પ્રકાશ

卐

## પ્રવેશિકા

सिद्धाणं णमो किच्चा, संजयाणं च भावओ ।
अत्थधम्मंगइं तच्चं, अणुसट्ठीं सुणेह मे ॥ श्रीउत्तराध्ययन सूत्र. अ. २०

**અર્થ**:–'સિદ્ધ'—(અરિહંત, સિદ્ધ) અને 'સંયતિ' (આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ)ને વિશુદ્ધ ભાવથી નમસ્કાર કરીને, યથાર્થ–સત્ય, સર્વ અર્થની સિદ્ધિ કરનારો એવો જે આચરણીય ધર્મ છે તેનું સ્વરૂપ અનુક્રમે કહું છું. અહો ભવ્ય જીવો! એને મન, વચન અને કાયારૂપ ત્રણે યોગોને સ્થિર કરી શ્રવણ કરો!

## પ્રથમ ખંડ

### 'सिद्धाणं णमो किच्चा'

**વિશેષાર્થ**:–સિદ્ધ ભગવાન બે પ્રકારના હોય છે: (૧) **ભાષક** (અર્થાત્ બોલતા સિદ્ધ) એટલે કે અરિહંત ભગવાન. જેમકે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૯મા અધ્યયનમાં નમિરાજર્ષિને સંસાર અવસ્થામા "**जाई सरित्तु भयव**" એટલે કે "ભગવાને જાતિનું સ્મરણ કર્યું" એમ કહીને ભગવંતરૂપે સંબોધ્યા છે અને ઉક્ત સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રને માટે "**યુવરાયા દમીસરે**" એ પદ મૂકીને યુવરાજ પદ ભોગવતા જ તેમને દમીશ્વર–ઋષીશ્વર કહ્યા છે એ જ પ્રમાણે અરિહંત ભગવાન પણ ભવિષ્યકાળમાં સિદ્ધ થનાર છે તેથી તેમને પણ સિદ્ધ કહ્યા છે અને (૨) સર્વ કાર્ય સિદ્ધ કરી સકલ કર્મ-રૂપ કલંકને ખપાવી નિજાત્મસ્વરૂપી સચ્ચિદાનન્દ પદને પ્રાપ્ત થયા છે તેમને **અભાષક** સિદ્ધ કહેલ છે એ બન્ને સિદ્ધ ભગવાનનું સવિસ્તૃત વર્ણન આગળનાં પ્રકરણોમાં ક્રમથી કરવામા આવશે

# પ્રકરણ પહેલું

## 'અરિહંત'

જે ચૈતન્ય (જીવ) પહેલાના ત્રીજા ભવમા નિમ્ન બોલો પૈકી કોઈ પણ બોલોનું યથાર્થરૂપે આરાધન કરે છે તે આગળના ત્રીજા ભવમા અરિહંત પદને પ્રાપ્ત કરે છે.

### તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરવાના ૨૦ બોલ

ગાથા—अरिहंत सिद्ध पवयण, गुरु थेर वहुस्सुय तवस्सीसु
वच्छलया य तेसिं, अभिक्ख णाणोवओगे य ॥ १ ॥
दंसण विणए आवस्सए य सीलव्वए निरइयारे
खणलव तव च्चियाए वेयावच्चे समाही य ॥ २ ॥
अपुव्वणाणगहणे, सुयभत्ती पवयणे प्पभावणया
एएहिं कारणेहिं, तित्थयरत्तं लहइ जीवो ॥ ३ ॥*

અર્થ :-(૧) અરિહંત (૨) સિદ્ધ (૩) પ્રવચન (શાસ્ત્ર) (૪) ગુરુ (૫) સ્થવિર (વૃદ્ધ) (૬) બહુસૂત્રી–પંડિત (૭) તપસ્વી, એ સાતેના ગુણકીર્તન કરવાથી (૮) જ્ઞાનમા વારંવાર ઉપયોગ લગાવવાથી (૯) દોષરહિત નિર્મલ સમ્યક્ત્વના આરાધનથી (૧૦) ગુરુ આદિ પૂજ્યજનોનો વિનય કરવાથી (૧૧) દેવસી, રાયસી, પાક્ષિક, ચૌમાસી અને સંવત્સરી એમ પાચે કાલ સામાયિક આદિ છ આવશ્યક ક્રિયાઓના કરવાથી (૧૨) શિયળ–બ્રહ્મચર્યાદિ વ્રત પ્રત્યાખ્યાન દોષરહિત પાલન કરવાથી (૧૩) નિવૃત્તિ–વૈરાગ્યભાવ સદૈવ રાખવાથી (૧૪) બાહ્ય અને આભ્યન્તર (ગુપ્ત) તપશ્ચર્યા કરવાથી (૧૫) સુપાત્રને દાન દેવાથી (૧૬) ગુરુ, રોગી, તપસ્વી, વૃદ્ધ અને નવદીક્ષિત એ સર્વની વૈયાવૃત્ય–સેવાભક્તિ કરવાથી (૧૭) સમાધિભાવ રાખવાથી–ક્ષમા કરવાથી (૧૮) અપૂર્વ અપૂર્વ–નિત્ય નવો જ્ઞાનાભ્યાસ કરવાથી (૧૯) ઘણા સાદર સત્કારપૂર્વક જિનેશ્વર ભગવાનના વચનો ઉપર શ્રદ્ધા રાખવાથી તથા (૨૦) તન, મન અને ધનથી જૈન ધર્મની ઉન્નતિ કરવાથી. આ ૨૦ કર્તવ્યો માહેથી કોઈ પણ એક કર્તવ્યનું પાલન કરનાર પ્રાણી તીર્થંકર ગોત્રનું ઉપાર્જન કરે છે, ને તે દરમિયાન દેવતા અથવા નારકીનો+ એક ભવ કરીને ત્રીજા ભવમાં તીર્થંકર–અરિહંત પદને પ્રાપ્ત થાય છે

અરિહંત પદને પ્રાપ્ત કરનારો આત્મા મનુષ્યલોકમાં ૧૫ કર્મભૂમિના ક્ષેત્રમા, આર્યદેશમા, ઉત્તમ નિર્મલ કુલમા, મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન સાથે લઈને માતાની કૂખે

*નોટ—રાગદ્વેષરૂપી અરિ અર્થાત્ શત્રુના નાશ કરનાવી અરિહંત કહેવાય છે. સુરેન્દ્ર નરેન્દ્રાદિના પૂજનીય હોવાથી અર્હન્ત અને (૩) કર્મા કુરના નાશ કરવાથી 'અરુહન્ત' કહેવાય છે.

+ કૃષ્ણ મહારાજ તથા શ્રેણિક રાજાની જેમ નારકીથી આવીને.

ઉત્પન્ન થાય છે ત્યારે માતુશ્રીને ૧૪ ઉત્તમ સ્વપ્ન× લાધે છે. સવાનવ મહિના પૂર્ણ થતાં ચન્દ્રવલાદિ ઉત્તમ યોગ હોય ત્યારે પ્રભુજન્મ+ ધારણ કરે છે. તે સમયે છપ્પન કુમારિકા* દેવીઓ ત્યાં આવીને જન્મમહોત્સવ ઊજવે છે અને ચૌસઠ ઇન્દ્રાદિકλ દેવ મેરુ પર્વતના પંડગવનમાં લઈ જઈને ધૂમધામથી જન્મમહોત્સવ કરે છે આ રિવાજ ઇન્દ્રોમાં પરંપરાથી ચાલ્યો આવે છે. પછી તીર્થંકરના પિતા જન્મમહોત્સવ કરી ઉત્તમ નામકરણસંસ્કાર કરે છે. તે તીર્થંકર બાલક્રીડા કરી યૌવનાવસ્થા પ્રાપ્ત કર્યા બાદ જો ભોગાવલી કર્મોદય હોય તો ઉત્તમ સ્ત્રીથી લગ્ન કરીને શુષ્ક-રૂક્ષવૃત્તિથી ભોગ ભોગવે છે અને દીક્ષા ધારણ કર્યા પહેલા નિત્યપ્રતિ એક ક્રોડ આઠ લાખ એટલે કે એક વર્ષમાં ત્રણ અબજ અને ૮૮ કરોડ સોનામહોરનું દાન દે છે આ ઉદારતાનુ જૈનોએ પણ અનુકરણ કરવું જોઈએ.

ત્યાર બાદ ૯ લોકાન્તિક દેવ, દેવલોકથી આવીને ચેતવણી આપે છે ત્યારે આરંભ અને પરિગ્રહનો નવ પ્રકારે× ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરે છે કે તરત જ ચોથા

---

× ૧૪ સ્વપ્નોનાં નામ: ૧. ઐરાવત હસ્તી ૨. ધોરી બળદ ૩ શાર્દૂલ સિંહ ૪. લક્ષ્મીદેવી ૫. પુષ્પની બે માલા ૬ પૂર્ણ ચંદ્રમા ૭ સૂર્ય ૮. ઇન્દ્રધ્વજ ૯. પૂર્ણ કલશ ૧૦. પદ્મ સરોવર ૧૧. ક્ષીર સમુદ્ર ૧૨. દેવ વિમાન ૧૩. રત્નોનો ઢગલો અને ૧૪. નિર્ધૂમ અગ્નિની જ્વાલા. નરકથી આવનાર તીર્થંકરની માતા ૧૨. મા સ્વપ્નમા દેવવિમાનને સ્થાને ભુવનપતિ દેવનુ ભુવન જુએ છે.

+ ૧. અવતરવું એ ચ્યવનકલ્યાણ ૨. જન્મને જન્મકલ્યાણ ૩. દીક્ષાને દીક્ષાકલ્યાણ ૪ કેવલજ્ઞાનની ઉત્પત્તિને જ્ઞાનકલ્યાણ અને ૫ મોક્ષકલ્યાણ કહે છે.

* છપ્પન કુમારિકાના નામો : ૧ ભોગકરા ૨. ભોગવતી ૩. સુભોગા ૪. ભોગમાલિની ૫. સુવત્સા ૬. વત્સમિત્રા ૭ પુષ્પમાલા ૮. અનિન્દિતા (આ આઠ નીચેના લોકોમાં રહેનારી છે) ૯. મેઘકરા ૧૦. મેઘવતી ૧૧. સુમેઘા ૧૨. મેઘમાલિની ૧૩ તોયધરા ૧૪. વિચિત્રા ૧૫. વારીષેણા ૧૬. બલાહકા (આ આઠ ઊર્ધ્વ લોકમાં રહેનારી છે) ૧૭. નન્દોત્તરા ૧૮. નંદા ૧૯. આનંદા ૨૦. નંદીવર્ધના ૨૧. વિજયા ૨૨. વૈજયંતી ૨૩. જયંતી ૨૪. અપરાજિતા (એ ૮ પૂર્વ રૂચક પર રહેનારી છે) ૨૫ સમાહારા ૨૬. સુપ્રદત્તા ૨૭. સુપ્રબુદ્ધા ૨૮. યશોધરા ૨૯. લક્ષ્મીવતી ૩૦. શેષવતી ૩૧, ચિત્રગુપ્તા ૩૨. વસુંધરા (આ આઠ દક્ષિણ રૂચક પર રહેનારી છે) ૩૩. ઇલાદેવી ૩૪. સુરાદેવી ૩૫. પૃથ્વી ૩૬. પદ્માવતી ૩૭. એકનાસા ૩૮ નવમિકા ૩૯. ભદ્રા ૪૦. સીતા (આ આઠે પશ્ચિમ રૂચક પર રહેનારી છે) ૪૧. અલંબુસા ૪૨. મિતકેશી ૪૩. પુંડરીકા ૪૪. વારુણી ૪૫. હાસા ૪૬. સર્વપ્રભા ૪૭, શ્રીભદ્રી ૪૮. સર્વભદ્રી (આ આઠે ઉત્તર રૂચક ઉપર રહેનારી છે) ૪૯. ચિત્રા ૫૦ ચિત્રકરા ૫૧. શતેરા ૫૨. વસુદામિની (આ ચારે વિદિશા રૂચકની રહેનારી છે) ૫૩. રૂપા ૫૪. રૂપાસિકા ૫૫. સુરૂપા અને ૫૬. રૂપવતી (આ ચારે વિદિશા રૂચકની રહેનારી છે). આ પ્રમાણે ૫૬ કુમારી છે.

λ ૬૪ ઇન્દ્ર—૧૦ ભવનપતિ દેવોના ૨૦ ઇન્દ્ર, ૧૬ વાણવ્યંતર દેવના ૩૨ ઇન્દ્ર, જ્યોતિષીના ૨ ઇન્દ્ર, અને ૧૨ દેવલોકના ૧૦ ઇન્દ્ર, એમ ૬૪ ઇન્દ્રો થયા. એમના નામો બીજા પ્રકરણમાં આવશે.

× ૯ ભાગા (પ્રકાર) ૧. મનથી કરે નહિ ૨. મનથી કરાવે નહિ ૩. મનથી (બૂરુ) કરતાને ભલુ જાણે નહિ ૪. વચનથી કરે નહિ ૫. વચનથી કરાવે નહિ ૬. વચનથી કરતાને અનુમોદે નહિ ૭. કાયાથી કરે નહિ ૮. કાયાથી કરાવે નહિ ૯. કાયાથી કરતાને રૂડું જાણે નહિ. આ નવ પ્રકારે પાપનો પૂર્ણ રીતે ત્યાગ થાય છે.

મનઃપર્યવજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પછી થોડા વખત સુધી છદ્મસ્થાવસ્થામાં જ વિચરે છે ત્યારે દેવ, દાનવ, (પશુ) માનવ સંબંધી અનેક પ્રકારના ઉપસર્ગો* પ્રાપ્ત થાય છે. તે ઉપસર્ગો સમભાવપૂર્વક સહન કરે છે અનેક પ્રકારની દુષ્કર તપશ્ચર્યા કરીને ઘન-ઘાતિક ચાર કર્મોનો ક્ષય કરે છે. પહેલાં દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય કર્મનો ક્ષય થવાથી અનન્ત ગુણાત્મક યથાખ્યાત ચારિત્રધારી બને છે અને ઉક્ત બન્ને મોહનીય કર્મોનો ક્ષય થતા જ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણે કર્મો તે જ ઘડીએ ક્ષય પામે છે. ૧. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી અનન્ત કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે ૨. દર્શનાવરણીય કર્મના ક્ષય થવાથી અનન્ત કેવલદર્શન પ્રાપ્ત થાય છે.

૩. અતરાય કર્મના ક્ષય થવાથી અનન્ત દાનલબ્ધિ, લાભલબ્ધિ, ભોગલબ્ધિ, ઉપભોગલબ્ધિ અને અનન્તવીર્યલબ્ધિની પ્રાપ્તિ થાય છે. જેથી તેઓ અનન્ત શક્તિશાળી થાય છે શેષ. ૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, ૪ ગોત્ર એ ચારે કર્મ શેકેલા બીજની માફક નિરંકુર (ઉત્પન્ન કરવાની શક્તિથી રહિત) બની જાય છે અને તે આયુષ્ય કર્મના ક્ષયની સાથે જ ક્ષય પામે છે

ઉપરોક્ત ચારે ઘનઘાતી કર્મોનો ક્ષય કરવાથી જ અરિહંત પદની પ્રાપ્તિ થાય છે. તે અરિહંત ભગવાન ૧૨ ગુણ, ૩૪ અતિશય અને ૩૫ વાણીના ગુણે કરીને સહિત અને ૧૮ દોષ રહિત હોય છે. જેનું સવિસ્તૃત વર્ણન આગળ કરવામા આવે છે.

## અરિહંતના ૧૨ ગુણો

૧. અનંત જ્ઞાન ૨. અનંત દર્શન ૩. અનત ચારિત્ર ૪ અનંત તપ ૫. અનંત બલવીર્ય+ ૬ અનંત ક્ષાયક સમ્યકત્વ ૭ વજાઋષભ નારાચ સંહનન ૮. સમ-ચતુરસ્ત્ર સંસ્થાન ૯ ચોત્રીસ અતિશય ૧૦. પાત્રીસ વાણીના ગુણો ૧૧. એક હજાર આઠ ઉત્તમ લક્ષણના ધારણહાર અને ૧૨ ચોસઠ ઇન્દ્રોના પૂજનીય આ ૧૨– ગુણોથી યુક્ત અરિહંત ભગવાન હોય છે.

---

* કોઈ ઉપસર્ગ સહ્યા વગર પણ કેવલ જ્ઞાન પ્રાપ્ત કરે છે.

+ અરહિંતના બળ(શક્તિ)નુ પરિમાણ—૨૦૦૦ સિંહનુ બળ એક અષ્ટાપદ પક્ષીમા, ૧૦૦૦૦૦૦ અષ્ટાપદનુ બળ ૧ બલદેવમાં, ૨ બલદેવનું બળ એક વાસુદેવમા, ૨ વાસુદેવનુ બળ એક ચક્રવર્તીમા, ૧૦૦૦૦૦૦ ચક્રવર્તીનુ બળ એક દેવતામાં, ૧૦૦૦૦૦૦ દેવતાનુ બળ એક ઇન્દ્રમા, એવા અનેક ઇન્દ્રો મળીને પણ અરિહંતની ટચલી આંગળીને પણ ન હલાવી શકે.

÷ કેટલાક અરિહંતના ૧૨ ગુણો આ પ્રમાણે પણ કહે છે :—અનન્ત ચતુષ્ટય–૧. અનંત જ્ઞાન ૨. અનંત દર્શન ૩. અનત ચારિત્ર ૪. અનત તપ અને અષ્ટ પ્રાતિહાર્ય–૧. અશોક વૃક્ષ ૨. સિંહાસન ૩. ત્રણ છત્ર ૪. ચોસઠ જોડ ચમરની ૫. પ્રભામંડલ ૬. અચેત પુષ્પની વૃષ્ટિ ૭. દિવ્યધ્વનિ ૮. અંતરિક્ષમા સાડાબાર ક્રોડ ગેબી વાજા. એમ મળીને પણ ૧૨ ગુણો થાય છે.

## અરિહંત ભગવાનના ૩૪ અતિશય

૧. મસ્તકાદિ સંપૂર્ણ અંગોના વાળ મર્યાદાથી વધારે ( ખરાબ લાગે તેમ ) વધે નહિ. ૨ રજમેલ વગેરે અશુભ લેપ શરીરને ચોટે નહિ. ૩. લોહી, માસ ગાયના દૂધ કરતાં પણ વધારે ઉજ્જવલ અને મીઠાં હોય. ૪. શ્વાસોચ્છ્વાસમાં પદ્મકમલથી પણ વધારે સુગંધ આવે ૫. આહાર અને નિહાર, ચર્મચક્ષુવાળા જીવો ન જોઈ શકે પણ અવધિજ્ઞાનવાળા જોઈ શકે. ૬ ધર્મચક્ર આકાશમાં ગરગરાહટ ધ્વનિ કરતો જ્યારે ભગવાન ચાલે ત્યારે, આગળ ચાલે અને જ્યારે ભગવાન થોભે ત્યારે તે પણ થોભાય છે. ૭ લાંબી લાંબી મોતીઓની ઝાલરવાળા એકના ઉપર એક એમ ત્રણ છત્રો ભગવાનના મસ્તક ઉપર આકાશમા દેખાય છે. ૮. ગાયનું દૂધ અને કમલના તંતુઓથી પણ અતિ ઉજ્જ્વળ વાળવાળા રત્નજડિત દંડયુક્ત ચામર ભગવાનની બન્ને બાજુ હલતા ( હવા નાખતા ) નજરે પડે ૯. સ્ફટિક રત્ન સમાન નિર્મલ દેદીપ્યમાન, સિંહના સ્કંધના સંસ્થાનવાળા, અનેક રત્નોથી જડેલા, અંધકારના નાશક, પાદ પીઠિકાયુક્ત સિંહાસન ઉપર ભગવાન વિરાજેલા દેખાય છે. ૧૦ રત્નજડિત થાભલાવાળી ઘણી ઊંચી અનેક નાની નાની ધજાઓના સમુદાયથી પરિવેષ્ટિત ઇન્દ્રધજા ભગવાનની આગળ આગળ દેખાય છે. ૧૧. અનેક શાખા ઉપર શાખા, પત્ર, ફળ, ફૂલ અને સુગંધી છાંયડીવાળું ધજાપતાકાઓથી સુશોભિત અશોકવૃક્ષ ભગવાન ઉપર છાયા કરતું, તેમનાથી બાર ગણું ઊંચું દેખાય છે. ૧૨. શરદ ઋતુના જાજ્વલ્યમાન સૂર્યથી પણ અત્યધિક તેજવાળુ અંધકારનુ

---

જે ક્ષેત્રમા અન્યમતાવલંબીઓ વધારે હોય છે અથવા પરિષદ બહુ ભરાય તેમ હોય છે ત્યા દેવતાઓ સમવસરણની અલૌકિક રચના રચે છે. તે આ પ્રમાણે હોય છે. પહેલા ચાદીનો કોટ જેના ઉપર સે નાના કાગરા કરે છે, તેની મધ્યમાં ૧૩૦૦ ધનુષ્યની છેટાઈ મૂકીને બીજો કોટ સોનાનો બનાવી, રત્નોનાં કાગરા બનાવે છે. તેની અંદર વળી ૧૩૦૦ ધનુષ્યની જગ્યા છોડીને ત્રીજો કોટ રત્નોનો બનાવી મણિરત્નના કાંગરા કરે છે, તેના મધ્ય ભાગમા તીર્થંકર ભગવાન અષ્ટપ્રતિહાર્ય યુક્ત વિરાજે છે. તીર્થંકરથી ઇશાન ખૂણામા ૧. શ્રાવક ૨. શ્રાવિકા અને ૩. વૈમાનિક દેવો બેસે છે. અગ્નિ કોણમા ૪. સાધુ ૫. સાધ્વી અને ૬. વૈમાનિક દેવોની દેવીઓ બેસે છે. વાયવ્યકોણમા ૭. ભુવનપતિ દેવ ૮. વાણવ્યંતર દેવ અને જ્યોતિષી દેવો બેસે છે. નૈઋત્યકોણમાં ૧૦. ભુવનપતિની દેવીઓ ૧૧. વાણવ્યંતર દેવી અને ૧૨. જ્યોતિષીની દેવીઓ બેસે છે એમ ૧૨ પ્રકારની પરિષદ ભરાય છે. ( કેટલાક જાતિના દેવ ૪ જાતિની દેવાગના અને મનુષ્ય, મનુષ્યણી, તિર્યંચ, તિર્યંચણી એમ ૧૨ જાતની પરિષદ પણ કહે છે. ) સમવસરણના પ્રથમ કોટમાં ચડવાનાં ૧૦૦૦૦ પગથિયા અને બીજા અને ત્રીજા કોટમા ૫–૫ હજાર પગથિયા હોય છે. એમ કુલે ૨૦ હજાર પગથિયા એક એક હાથ છેટે હોય છે. ૪ હાથનો એક ધનુષ્ય ૨૦૦૦ ધનુષ્યનો એક ગાઉ એ હિસાબે ૨॥ ગાઉનું ઊંચુ સમવસરણ હોય છે. પરંતુ તીર્થંકરના અતિશયને લીધે અને ચડનારના ઉમંગથી ચડતા ચડતા કોઈ પણ થાકતું નથી. એવો દિગંબરમતના શાસ્ત્રોમા ઉલ્લેખ છે.

નાશક પ્રભામંડલ+ અરિહંતની પાછળ દેખાય છે. ૧૩. અરિહંત જ્યાં જ્યાં વિહાર કરતા થકા વિચરે છે ત્યાં ત્યા પૃથ્વી ખાડા ટેકરા રહિત સમતલ બની જાય છે ૧૫. શીત-કાળમા ઉષ્ણુતા અને ઉષ્ણુકાળમાં શીતળતાની જેમ ઋતુ સુખદાતા રૂપે બદલાય છે. ૧૬. મંદ મંદ શીતળ સુગંધી વાયુ ભગવાનથી એક યોજન ચારે તરફ પ્રસરે છે, જેથી અશુચિકારક વસ્તુઓ દૂર થઈ જાય છે ૧૭. ઝીણી ઝીણી અને સુગંધી અચેત પાણીની વૃષ્ટિ ભગવાનની ચારે બાજુએ એક યોજન સુધી થાય છો જેથી ધૂળ દબાઈ જાય છે. ૧૮ દેવતાઓએ બનાવેલા અચિત્ત ફૂલોની ઢીંચણુ સુધીની વૃષ્ટિ ભગવાનની ચારે બાજુમા એક યોજન સુધી થાય છે. ૧૯ અમનોજ્ઞ ( ખરાબ ) વર્ણ, ગંધ, રસ અને સ્પર્શનો નાશ થાય છે. ૨૦. મનોજ્ઞ ( પ્રિયકારી ) વર્ણ, ગંધ, રસ અને સ્પર્શનો ઉદ્‌ભવ થાય છે. ૨૧. ભગવાનની ચારે બાજુએ એક યોજન સુધી રહેલી પરિષદ બરાબર વ્યાખ્યાન સાભળે છે અને વ્યાખ્યાન બધાયને પ્રિય લાગે છે. ૨૨. ભગવાન વ્યાખ્યાન અર્ધમાગધી× એટલે કે મગધ દેશની અને બીજા દેશની મિશ્રિત ભાષામા ફરમાવે છે. ૨૩. આર્યદેશના તેમજ અનાર્યદેશનાં મનુષ્ય, પશુ, પક્ષી અને અપદ ( સાપાદિ ) વગેરે બધાય ભગવાનની ભાષા સમજે છે. ૨૪. ભગવાનનુ વ્યાખ્યાન સાભળવાથી જાતીય વૈર ( જેવુ સિંહ અને બકરીમાં હોય છે ) તેમજ ભવાન્તરનું વૈર નાશ પામે છે. ૨૫ ભગવાનને દેખતા જ મતાભિમાની અન્યદર્શની પોતાના અભિમાનને છોડી નમ્ર બને છે. ૨૬. ભગવાનની પાસે વાદી પ્રતિવાદી વાદ કરવા આવે તો છે પણુ તે ઉત્તર આપવામાં અસમર્થ બને છે. ૨૭. ભગવાનની ચારે બાજુએ ૨૫–૨૫ યોજન સુધી 'ઇતિભીતિ' ( તીડ, મૂષકાદિ ) વગેરે ઉપદ્રવો થતા નથી ૨૮. કોલેરા કે પ્લેગાદિની બીમારી થતી નથી. ૨૯. સ્વદેશના રાજા કે સેનાના ઉપદ્રવો થતા નથી. ૩૦. પરદેશના રાજા કે સેનાના ઉપદ્રવો થતા નથી. ૩૧. અતિવૃષ્ટિ ( બહુ જ વરસવું ) પણુ થતી નથી તેમજ ૩૨. અનાવૃષ્ટિ ( બિલકુલ ન વરસવુ ) પણુ થતી નથી. ૩૩. દુર્ભિક્ષ કે દુષ્કાલ પડતા નથી. ૩૪. જ્યાં ઉપદ્રવો, બીમારીઓ કે યુદ્ધના ભય હોય ત્યા જો ભગવાન જઈ ચઢે તો તે જ ક્ષણે બધા ભય નાશ પામે છે આ ૩૪ અતિશયો માહેલા ૪ અતિશયો જન્મથી જ હોય છે. ૧૫ કેવલજ્ઞાન થયા બાદ થાય છે. જ્યારે, બાકીના ૧૫ દેવતાઓના કરેલા હોય છે.

## અરિહંતની વાણીના ૩૫ ગુણો

૧. સંસ્કારયુક્ત વચન બોલે. ૨. એક યોજનમાં રહેલી પરિષદ સારી રીતે સાભળી

+ ગ્રંથમાં લખ્યુ છે કે પ્રભામંડલના પ્રભાવથી ચારે દિશાઓમા તીર્થંકરના જુદાં જુદા મુખ દેખાય છે. જેથી શ્રોતા એમ સમજે છે કે ભગવાન અમારી જ સામે જોઈ રહ્યા છે બ્રહ્માને ચતુર્મુખી કહેવાનું એ જ કારણુ જણાય છે.

× सूत्र– "भगवं च ण अद्धमागहीइ भासाइ धम्ममाइक्खइ" उववाइ सूत्र.

શકે એવા ઉચ્ચ સ્વરથી બોલે. ૩. 'રે' 'તુ' ઇત્યાદિ તુચ્છતારહિત, સાદાં અને માનભર્યાં વચનો બોલે. ૪. મેઘનાદની જેમ ભગવાનની વાણી સૂત્રથી તેમજ અર્થથી ગાંભીર્ય ભરેલી છે. ઉચ્ચાર અને તત્ત્વ બન્નેમાં વાણીનું રહસ્ય ઘણું ઊંડું હોય છે. ૫. જેમ ગુફા કે વિશાલ ભવનમાં બોલવાથી પ્રતિધ્વનિ ઊઠે છે તેમ ભગવાનની વાણીમાં પણ (Thundering tone) પ્રતિધ્વનિ ઊઠે છે. ૬. ભગવાનનાં વચન શ્રોતાને ઘી અને મધ જેવાં સ્નિગ્ધ લાગે છે. ૭. ભગવાનનાં વચન ૬ રાગ અને ૩૦ રાગણીમય (Harmonious tone) નીકળવાથી જેમ સર્પ બંસરી પર, મૃગ વીણા પર તલ્લીન થઈ જાય છે તેમ શ્રોતા પણ તલ્લીન થઈ જાય છે. ૮. ભગવાનનાં વચનો સૂત્રરૂપે હોય છે. જેમાં શબ્દ થોડા અને અર્થ વિસ્તૃત હોય છે. ૯. ભગવાનના વચનો પરસ્પર વિરોધરહિત હોય છે. પહેલાં "अहिंसा परमो धर्मः" કહીને પછી 'ધર્માર્થે હિંસા કરવામા દોષ નહિ" એવાં વિરોધી વચનો કદી બોલતા નથી. ૧૦. ચાલુ અર્થને પૂર્ણ કર્યા બાદ બીજા અર્થને ગ્રહણ કરે. એમ જુદા જુદા અર્થો કહે પણ ગડબડ કરે નહિ. ૧૧. એટલુ સ્પષ્ટતાથી કહે કે શ્રોતાઓને જરાય પણ સંશય ન થાય. ૧૨. મહાબુદ્ધિશાળી પુરુષો પણ ભગવાનનાં વચનમાં જરાય દોષ ન કાઢી શકે એવાં નિર્દોષ વચનો બોલે. ૧૩. જેમને સાંભળતાં જ શ્રોતાઓનાં મન એકાગ્ર થઈ જાય. બધાંને મનોજ્ઞ (મનગમતાં) લાગે એવાં વચનો બોલે. ૧૪. ઘણી જ વિલક્ષણતાપૂર્વક દેશકાળને અનુસરીને બોલે. ૧૫. પ્રાસંગિક વચનોથી અર્થનો વિસ્તાર તો કરે પણ આડીઅવળી વ્યર્થ વાતો કહીને સમય પસાર ન કરે. ૧૬. જીવાદિ નવ પદાર્થનાં સ્વરૂપને પ્રકાશિત કરતાં સાર સારને કહે, અસારને છોડી દે ૧૭. સાંસારિક ક્રિયા અને નિસ્સાર બાબતોને સંક્ષેપથી જ કહે ૧૮. દરેક બાબત કથારૂપે એટલી સ્પષ્ટતાથી કહે કે નાનું બાળક પણ સહેલાઈથી વસ્તુને સમજી શકે. ૧૯. આત્મપ્રશંસા અને પરનિંદા ન કરે. પાપની નિંદા કરે પણ પાપીની નિંદા ન કરે. ૨૦ દૂધ અને સાકરથી પણ વધારે મધુરતા ભગવાનની વાણીમા હોવાથી શ્રોતા વ્યાખ્યાન મૂકી જવા ન ઇચ્છે. ૨૧. કોઈના પણ ગુપ્ત રહસ્યો પ્રગટ થાય તેવા માર્મિક વચનો ન કહે ૨૨. યોગ્યતાથી વધારે ગુણાનુવાદ કરી, કોઈની પણ ખુશામત ન કરે; પણ યોગ્યતાનુસાર વખાણ કરે. ૨૩ જેથી ઉપકાર થાય અને આત્મકલ્યાણ થાય એવા સાર્થ ધર્મનુ પ્રતિપાદન કરે ૨૪. અર્થને છેદીભેદીને અનર્થ ન કરે ૨૫ વ્યાકરણના નિયમાનુસાર શુદ્ધ વચન કહે, ૨૬. બહુ ઉચ્ચ સ્વરથી કે એકદમ ધીમા અવાજથી કે ઘણી શીઘ્રતાથી ન બોલે પણ મધ્યમ સ્વરથી વચન* કહે, ૨૭ શ્રોતાગણ પ્રભુની વાણી સાભળી અચંબો પામી જાય અને કહી ઊઠે કે "અહો ! પ્રભુની કહેવાની શક્તિ અને વાક્ચાતુરી આશ્ચર્યકારી છે." ૨૮ એટલા હર્ષથી કહે કે શ્રોતા એના યથાર્થ

*આથી વ્યાકરણની આવશ્યકતાનો ખ્યાલ આવે છે. અશુદ્ધ વાણીથી કહેલા હિતકારી વચનો પણ શ્રોતાના હૃદય પર અસરકારક નથી નીવડતા, એટલે વક્તાઓને માટે વ્યાકરણનો અભ્યાસ જરૂરી છે.

રસનો અનુભવ કરી શકે. ૨૯. વ્યાખ્યાન દરમિયાન વિશ્રાન્તિ લીધા વગર વિલંબરહિત કહે. ૩૦ શ્રોતા જે કાંઈ પ્રશ્ન મનમા ધારીને આવ્યો હોય એનું સમાધાન પૂછયા વગર જ થઈ જાય. ૩૧. એક વચનની અપેક્ષાથી બીજું વચન કહે અને જે કાંઈ કહે તે શ્રોતાના હૃદયમા વસી જાય. ૩૨. અર્થ, પદ, વર્ણ, વાકય બધુંય, જુદું જુદું કહે. ૩૩ એટલા સાત્ત્વિક વચનો કહે કે ઇંદ્રાદિ મહાપ્રતાપીઓથી પણ ક્ષુબ્ધ ન બને. ૩૪. પ્રચલિત અર્થની સિદ્ધિ જયા સુધી ન થાય ત્યાં સુધી બીજો અર્થ ન કાઢે. એક કથનના નિશ્ચય અને દઢતા પછી બીજો અર્થ બતાવે અને ૩૫. વ્યાખ્યાન દેતાં ગમે તેટલો કાળ વ્યતીત થઈ જાય પણ ભગવાન કદી પણ થાકે નહિ પણ ઉત્સાહ વધતો જ જાય.

## અરિહંત ૧૮ દોષરહિત હોય છે. (તે નિમ્ન પ્રકારે)

૧ 'મિથ્યાત્વ :—જે વસ્તુ જેવી છે તેવી ન માની તેથી ઊલટી સ્વીકાર કરે તે મિથ્યાત્વ કહેવાય છે. અરિહંત અનંત ક્ષાયક સમ્યકૃત્વી હોવાથી આ દોષથી રહિત થાય છે, તેથી જગતના પદાર્થ જેવા છે તેવા જ અરિહંત સ્વીકારે છે. ૨. 'અજ્ઞાન'–વસ્તુનું અજાણપણું અથવા વિપરીત જાણપણુ તે અજ્ઞાન છે. અરિહંત કેવલજ્ઞાની હોવાથી સર્વ લોકાલોક અથવા ચરાચર પદાર્થોનુ યથાર્થ સ્વરૂપ જાણે છે અને જુએ છે ૩. 'મદ'–પોતાના ગુણનો ગર્વ તે મદ. અરિહંત સર્વ ગુણસંપન્ન હોવાથી કિંચિત્ માત્ર પણ મદ કરતા નથી. કહેવત પણ છે કે "અધૂરો ઘડો છલકાય" અર્થાત્ ગર્વ ન કરવો એ જ સંપૂર્ણતાનું ચિહ્ન છે તથા "વિનયવંત ભગવંત કહાવે; નહિ કિસીકો શીશ નમાવે" અર્થાત્ અરિહંત વિનયના સાગર હોવા છતા પણ કોઈની આગળ લઘુતા બતાવતા નથી. ૪ ક્રોધ–અરિહંત ક્ષમાના સાગર અને દયાના આગર હોય છે ૫. માયા–કપટ અરિહંત તો બહુ જ સરલ સ્વભાવી હોય છે ૬ લોભ–ઇચ્છા, તૃષ્ણાથી રહિત છે અરિહંત પ્રાપ્ત થયેલી મહાઋદ્ધિનો ત્યાગ કરી સાધુ થાય છે અને અતિશયાદિ મહાઋદ્ધિ વગર ઇચ્છાએ પ્રાપ્ત થાય છે તેથી તેઓ મહાસંતોષી હોય છે ૭ 'રતિ'—આનંદ, ખુશી, મનોજ્ઞ વસ્તુની પ્રાપ્તિથી થાય છે. અરિહંત તો અવેદી, અકષાયી, વીતરાગી હોવાથી લેશ માત્ર પણ હર્ષ પામતા નથી. ૮. 'અરતિ'—અપ્રસન્નતા તો અમનોજ્ઞ વસ્તુની પ્રાપ્તિ થાય છે અરિહંત સમભાવી હોવાથી કોઈ પણ દુઃખદ પ્રસંગથી દુ ખી થતા નથી. ૯. 'નિદ્રા'–અરિહંતના દર્શનાવરણીય કર્મનો નાશ થઈ ગયો હોવાથી નિરન્તર જાગૃત રહે છે ૧૦ 'શોક'—ચિન્તાને કહે છે અરિહંતને, ત્રિકાલના જ્ઞાતા હોવાથી કોઈ પણ વસ્તુ માટે આશ્ચર્ય કે શોક થતો જ નથી. ૧૧. 'અલિક'–ખોટું બોલવુ અરિહંત નિ:સ્પૃહી હોવાથી કદી કિંચિત માત્ર પણ ખોટું બોલતા નથી, અર્થાત્ વચન પલટતા નથી. એકાન્ત સત્યનું પ્રતિપાદન કરે છે ૧૨ 'ચોરી'–માલિકની આજ્ઞા વગર વસ્તુને ગ્રહણ કરે તે ચોરી અરિહંત ઈચ્છારહિત હોવાથી માલિકની આજ્ઞા વગર કદી પણ કોઈ વસ્તુને ગ્રહણ કરતા નથી

૧૩. 'મત્સર'–ઈર્ષા, પોતાથી વધારે ગુણીને જોઈ ઈર્ષા થાય છે, પણ અરિહંતથી વધારે ગુણી કોઈ હોતું નથી, પણ **ગોશાલા** જેવો કોઈ પાખંડી પાખંડથી પોતાની પ્રતિષ્ઠા વધારે તો પણ અરિહંત ઈર્ષાભાવ ધારણ કરતા નથી. ૧૪. 'ભય–'બીક (૧) ઇહલોક-ભય તે મનુષ્યનો (૨) પરલોકભય તે દેવતા અને તિર્યંચનો (૩) આદાનભય તે ધનાદિનો (૪) અકસ્માતભય (૫) આજીવિકાભય (૬) મૃત્યુભય અને (૭) પૂજાપ્રશંસાભય. અરિહંત અનંતબલી હોવાથી આ સાત ભયથી રહિત છે. કોઈની બીક હોતી નથી. ૧૫. 'હિંસા'–છકાયના જીવનો ઘાત કરવો. મહાદયાલુ અરિહંત ત્રસ સ્થાવર સર્વ જીવોની હિંસાથી નિવૃત્ત હોય છે, તથા બીજાને પણ અહિંસાનો જ ઉપદેશ કરે છે, તથા હિંસાનાં કૃત્યોને રૂડું પણ જાણતા નથી. ૧૬. 'પ્રેમ'–અરિહંતે શરીર, સ્વજન, ધન અને સ્નેહનો ત્યાગ કરી દીધો હોવાથી વંદક તેમજ નિંદક પર પણ સમભાવ રાખે છે, તેથી પૂજક પર સંતુષ્ટ થઈને તેનુ કાર્ય સિદ્ધ કરતા નથી અને અવિનય કરનાર ઉપર કુપિત થઈને દુઃખ પણ દેતા નથી, સદૈવ સમભાવી રહે છે. ૧૭. 'ક્રીડા'–અરિહંત સર્વ પ્રકારની ક્રીડાના ત્યાગી છે. ગાવું, બજાવવું, રાસ ખેલવો, રોશની કરવી, મંડપ રચવો ઇત્યાદિ ભોગોપભોગની સામગ્રીની હિંસક ક્રિયાથી જે અરિહંતને પ્રસન્ન કરવા ઇચ્છે છે તે મૂર્ખ છે. ૧૮. 'હાસ્ય'–કોઈ અપૂર્વ વસ્તુને નીરખીને હસવું આવે છે, અરિહંત સર્વજ્ઞ હોવાથી કોઈ પણ વસ્તુ તેમનાથી છાની નથી, તેથી કોઈ પણ વસ્તુ કે વચન તેમના માટે અપૂર્વ નથી કે જેથી તેમને હસવું આવે.

આ પ્રમાણે ભગવાન અરિહંત ૧૮ દોષોથી સર્વથા રહિત છે.

## અરિહંતને નમોત્થુણં (નમોઽસ્તુ–નમસ્કાર)

ઉપર પ્રમાણે અનંતાનંત ગુણના ધારક **'અરિહંતાણં'** ચાર ઘન ઘાતિક કર્મ તથા કર્મોત્પાદક રાગદ્વેષરૂપી શત્રુના નાશ કરનાર છે. **'ભગવંતાણં'** ભવભ્રમણના નાશક તથા ૧૨ ગુણ * ના ધારક છે. **'આઈગરાણં'** શ્રુતધર્મ અને ચારિત્રધર્મના આદિના કર્તા છે. (પ્રથમ ધર્મની સ્થાપના અરિહંત કરે છે, ગણધર આચાર્યાદિ આગળ ચલાવે છે.) **'તિત્થયરાણં'** × સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપ ચાર તીર્થના કર્તા અરિહંત

* ભગ શબ્દના ૧૪ અર્થ થાય છે : — ૧. જ્ઞાનવંત ૨. માહાત્મ્યવંત ૩. યશસ્વી ૪. વૈરાગ્યવંત ૫. મુક્તાત્મા, નિર્લોભી ૬. રૂપવંત ૭. વીર્યવંત ૮. પ્રયત્નવંત ૯. મુમુક્ષુ ૧૦. શ્રીમંત અતિશયોથી યુક્ત ૧૧. ધર્મવંત ૧૨. ઐશ્વર્યવંત

ભગ શબ્દના આ બાર અર્થો અરિહંતને લાગુ પડે છે પણ સૂર્ય અને યોનિ એ બે અર્થો લાગુ નથી પડતા.

×સંસારથી પાર ઉતારે તે તીર્થ કહેવાય છે. ગ્રામ, ઘર, પર્વત, નદી, વગેરે સંસારથી પાર નથી ઉતારતા તેથી પ્રભુએ ઉક્ત ચાર તીર્થો બતાવ્યાં છે.

હોવાથી તે તીર્થંકર કહેવાય છે. **'સયં સંબુદ્ધાણં'** ભગવાન પ્રથમથી જ (જન્મથી જ) અવધિજ્ઞાની હોવાથી ગુરુના ઉપદેશ વગર સ્વયમેવ પ્રતિબોધિત હોય છે. અને પોતાની મેળે જ દીક્ષા ધારણ કરે છે **'પુરિસોત્તમાણં'** ૧૦૦૮ ઉત્તમ લક્ષણાદિ ગુણોથી યુક્ત હોવાને લીધે જગતના સર્વ પુરુષોમા પરમોત્તમ પુરુષ ભગવાન હોય છે. **'પુરિસસિંહાણં'** જેમ સિંહ શૂરવીર, નીડર થઈને વનચરોને ક્ષોભિત કરે છે તેમ ભગવાન પણ સંસાર-રૂપી વનમા નીડર થઈ પાખંડીઓને ક્ષોભિત કરતા વિચરે છે. **'પુરિસવર પુંડરિયાણં'** જેમ પુંડરીક કમલ, કીચડ અને પાણીથી અળગું રહીને પણ રૂપ અને સુગંધથી અનુપમ હોય છે તેમ ભગવાન પણ કામરૂપી કીચડ અને ભોગરૂપી પાણીથી અળગા રહીને મહાન દિવ્યરૂપ અને મહાયશરૂપી સુગંધથી અનુપમ હોય છે. * **'પુરિસવર ગંધ હત્થીણં'** જેમ ગંધહસ્તી ચતુરંગિણી સેનામા શ્રેષ્ઠ અને પોતાના શરીરની ગંધથી સામેની સેનાને પરાજિત કરે છે, અસ્ત્રશસ્ત્રના પ્રહારની દરકાર વગર શત્રુસૈન્યનું દમન કરતો આગળ વધતો ચાલ્યો જાય છે એ જ પ્રમાણે ભગવાન પણ ચતુર્વિધ સંઘમા શ્રેષ્ઠ સદુપદેશરૂપી પરાક્રમથી, યશરૂપી ગંધથી પાખંડીઓને નસાડે છે. પાખંડીઓ તરફથી થતા પરિષહ ઉપસર્ગની જરાય ચિંતા વગર મુક્તિપથમા આગળ વધતા ચાલ્યા જાય છે. **'લોગુત્તમાણં'** વ્યાવહારિક અને નૈશ્ચયિક સંપત્તિમા સર્વ લોકનાં સર્વ પ્રાણીઓમાં ભગવાન જ સર્વશ્રેષ્ઠ છે. **'લોગનાહાણં'** અપ્રાપ્ત ગુણની પ્રાપ્તિ, પ્રાપ્ત ગુણના રક્ષક હોવાથી સર્વ લોકના નાથ ભગવાન જ હોય છે. **'લોગહિયાણં'** ઉપદેશ અને પ્રવૃત્તિ દ્વારા ભગવાન જ સર્વ લોકના હિતકર્તા છે. **'લોગપઈવાણં'** પ્રદીપની માફક ભવ્ય જીવોનાં હૃદયરૂપી ભુવનમાં રહેલા મિથ્યાત્વરૂપી ઘોર અંધકારનો નાશ કરી, જ્ઞાનરૂપી પ્રકાશથી સત્યાસત્ય, ધર્માધર્મનું યથાર્થ સ્વરૂપ દર્શાવનાર ભગવાન જ લોકપ્રકાશક સાચા પ્રદીપ છે **'લોગપજ્જોયગરાણં'** સૂર્યની પેઠે જન્મ સમયમાં તેમજ કેવલજ્ઞાન થયા બાદ સર્વ લોકમાં પ્રકાશકર્ત્તા હોવાથી ભગવાન જ સર્વપ્રકાશક સાચા સૂર્ય છે (આગળના સૂત્રનો અર્થ દૃષ્ટાન્ત દ્વારા સમજાવે છે.)

**દૃષ્ટાંત**—પરદેશ જતાં કોઈ તવગર પુરુષને રસ્તામા ચોરો રસ્તો ભુલાવીને ભયંકર અટવીમાં લઈ ગયા અને ધન લૂટીને તેની આંખો ઉપર પાટો બાંધી તેને ઝાડ સાથે બાંધી ચાલ્યા ગયા એટલામા એના પરમ સૌભાગ્યના ઉદયથી કોઈ મહારાજા પોતાની ચતુરંગિણી સેના

---

*ગાથા—जहा पउम जलो जाय नोवलिप्पइ वारिणा।
एवं अलिप्प कामेयं तं वयं बुवंति माहणं ॥ उत्त॰ अ. २५ ॥

જેમ કમલ કીચડમા પેદા થઈ અને જલમાં મોટું થઈને પણ ફરી કીચડ અને પાણીમા લિપ્ત થતું નથી તેમ જ મહાત્મા પણ કામરૂપ કીચડમાં ઉત્પન્ન થઈ ભોગરૂપ પાણીથી વૃદ્ધિંગત થવા છતા કામભોગોનો ત્યાગ કરી તેમાં લિપ્ત થતા નથી,

સહિત શિકારને અર્થે તે જંગલમાં આવ્યા. તેના ઉપર દયા દર્શાવતા રાજાએ ભયભીત ન થવા કહ્યું એમ તેને અભયદાન આપ્યું. આંખોનો પાટો ખોલી ચક્ષુદાન દીધું, ઇચ્છિત સ્થાને જવાનો માર્ગ બતાવી માર્ગદાન દીધું, પહોંચાડવા સાથે સૈનિકો આપી શરણ દીધું, ઉપજીવિકા માટે દ્રવ્ય આપી દાન દીધું, ફરી આ પ્રમાણે ન સપડાઈ જવા ઉપદેશ આપી બોધદાન આપ્યું અને ઈષ્ટ માર્ગે પહોંચાડયો.

ભાવાર્થ—જ્ઞાનાદિ રત્નત્રય ગુણરૂપી ધનશાળી જીવરૂપી મુસાફરને સંસારરૂપી અટવીમાં કર્મરૂપી ચોર રસ્તો ભુલાવીને લઈ ગયા; જ્ઞાનાદિ દ્રવ્યને હરી લઈને અજ્ઞાનરૂપી પાટો બાંધી મમત્વરૂપી વૃક્ષથી બાંધી દીધો. ત્યારે તીર્થંકરરૂપ મહારાજા ચતુર્વિધ સંઘરૂપ સેનાથી ઘેરાયેલા પાખંડરૂપી ક્ષુદ્રોના શિકાર માટે સંસારરૂપી મહા અટવીમા વિચરતા દુઃખી જીવો ઉપર દયા લાવીને 'माहणो माहणो' અર્થાત્ ન મારો, ન મારો એમ દયામય ઉપદેશ આપીને અભય આપે છે. આ પ્રમાણે જગતના સર્વ જીવોને સાતે ભયોથી મુક્ત કરનાર અભયદાતા ભગવાન જ છે. '**ચક્ખુદયાણું**' જ્ઞાનરૂપી નેત્ર ઉપર બંધાએલ જ્ઞાનવરણીય કર્મરૂપી પાટાને દૂર કરી જ્ઞાનરૂપ ચક્ષુના દાતાર ભગવાન જ છે. '**મગ્ગદયાણું**' અનાદિકાળથી સન્માર્ગને ભૂલેલા સંસારરૂપી વનમા ભટકતાં પ્રાણીઓને મોક્ષમાર્ગના દર્શાવનાર ભગવાન જ છે. '**સરણદયાણું**' ચાર ગતિના દુઃખથી ત્રાસિત પ્રાણીને જ્ઞાનરૂપી સુભટના શરણદાતા ભગવાન જ છે. '**જીવદયાણું**' મોક્ષસ્થાન સુધી પહોચાડવા સંયમરૂપ ઉપજીવિકાના દાતાર ભગવાન જ છે. '**બોહિદયાણું**' પ્રાણી સંસારની મોહજાળમા ફરી ન સપડાય અને સીધો સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે એવા સદ્બોધના દાતા પણ ભગવાન જ છે. '**ધમ્મદયાણું**' આત્મોન્નતિથી પતિત જીવોને દુર્ગતિમાં પડતા બચાવી શ્રુત અને ચારિત્ર ધર્મના દાતાર ભગવાન જ છે. '**ધમ્મદેસયાણં**' એક યોજનના **સમવસરણ** પ્રદેશમાં રહેલી ૧૨ પ્રકારની પરિષદોને સ્યાદ્વાદરૂપ યથાર્થ ધર્મને વ્યાખ્યાન વડે દર્શાવનાર ભગવાન જ છે. '**ધમ્મ નાયગોણું**' ચતુર્વિધ સંઘના રક્ષક અને નાયક ભગવાન જ છે.' **ધમ્મ સારહીણં**' ધર્મરૂપી રથ ઉપર બેઠેલા ચારે તીર્થને ઉન્માર્ગથી પાછા વાળી સન્માર્ગે ચડાવનાર સાચા સારથિ ભગવાન જ છે, તથા ચારે સંઘને નિર્વિઘ્નતાપૂર્વક મોક્ષનગરમા દોરી જનાર ધર્મસાર્થવાહ પણ ભગવાન જ હોય છે.

દૃષ્ટાંત—એક મોટો સાર્થવાહ સર્વ માર્ગનો જાણકાર પરિવારસહિત શિવપુર જતો હતો. માર્ગમા સાથીઓને કહ્યું, "અહો લોકો ! આગળ મરુભૂમિમા પાણી અને ઝાડ વિનાના જંગલને પસાર કરતા દુંખ આવી પડે તેને સમભાવે સહન કરતા આગળ વધતા રહેજો. જંગલમાં એક સુંદર બાગ છે તેને જોવા માત્રથી મહાદુઃખ ઉદ્ભવે છે અને તેમા જનાર તો પ્રાણમુક્ત થઈ જાય છે, માટે તે બાજુ દૃષ્ટિ પણ ન ફેંકતા સીધા રસ્તે ચાલતા ચાલતા વન પસાર કરજો, આગળ સુખપ્રદ બાગ આવશે." એ સાર્થવાહનો ઉપદેશ જેણે ન સાભળ્યો તેઓ ક્ષુધાતૃષાથી વ્યાકુળ બની તે બગીચામા ગયા અને કિમ્પાક વૃક્ષનાં અતિ મિષ્ટ ફળોના

ચાખવાથી વીંછીના ડંખ કરતા પણ વધારે વેદનાથી પીડાઈને અકાળ મૃત્યુને પ્રાપ્ત થયા અને જેઓએ સાર્થવાહની આજ્ઞા માન્ય કરી તેઓ અટવીને પાર કરીને ઉપવનમાં જઈ પરમ સુખી બન્યા.

**ભાવાર્થ**—સાર્થવાહ તે અરિહંત ભગવાન, સાથેનો પરિવાર તે ચાર સંઘ, અટવી તે યુવાવસ્થા, અટવીમાહેનો બાગ તે સ્ત્રી. જેઓએ અરિહંતની આજ્ઞા ભંગ કરી તે દુઃખી થયા અને પાલન કરી તેઓ મોક્ષરૂપી ઉપવનને વિષે પહોચી સુખી થયા.

'**અપ્પડિહય વરણાણ દંસણધરાણં**' બીજાથી ઘાત ન થાય એવા કેવલજ્ઞાન અને કેવલદર્શનના ધણી. '**વિયટ્ટછઉમાણં**'–છદ્મસ્થ અવસ્થાથી જેઓ નિવૃત્ત થયા છે, કર્મના આવરણથી ભગવાનના આત્મપ્રદેશ મુક્ત થઈ ગયા છે, '**જિણાણં જાવયાણં**' –અરિહંત ભગવાને પોતે કર્મશત્રુઓને જીત્યા છે અને પોતાના અનુયાયીઓને પણ જીતવાનો માર્ગ બતાવ્યો છે '**તિન્નાણં તારયાણં**'–દુસ્તર સંસારસાગરને ભગવાન પોતે તર્યા છે. અને અનુયાયીઓને તાર્યા છે '**બુત્તાણં મોયગાણં**'–રાગદ્વેષથી ઉત્પન્ન થયેલા કર્મબંધનથી ભગવાન મુક્ત થયા છે–છૂટયા છે અને પોતાના અનુયાયીઓને પણ તે બંધનથી મુક્ત કરે છે–છોડાવે છે. '**સવ્વન્નુણં સવ્વદરિસીણં**' –સર્વજ્ઞ સર્વદર્શી સૂક્ષ્મ બાદર, ત્રસ સ્થાવર, કૃત્રિમ અકૃત્રિમ, નિત્ય અનિત્ય ઈત્યાદિ જગતના સર્વ પદાર્થોને જ્ઞાનથી જાણે છે, દર્શનથી જુએ છે.

આ તો અરિહંતના ગુણોનું યત્કિંચિત્ વર્ણન કર્યું પરન્તુ આવા અનન્તાનન્ત ગુણોના ધારક અરિહંત ભગવાન હોય છે.

## દશ કર્મભૂમિક્ષેત્રના ત્રણ કાલના તીર્થંકરોની ચોવીશી–
## ( કુલ તીર્થંકર ૭૨૦ )નાં નામો

જંબુદ્વીપ ભરતક્ષેત્રના ભૂતકાળના ૨૪ તીર્થંકરોનાં નામ : (૧) શ્રી કેવલજ્ઞાનીજી (૨) શ્રી નિર્વાણીજી (૩) શ્રી સાગરજી (૪) શ્રી મહાયશજી (૫) શ્રી વિમલપ્રભુજી (૬) શ્રી સર્વાનુભૂતિજી (૭) શ્રી શ્રીધરજી (૮) શ્રી દત્તજી (૯) શ્રી દામોદરજી (૧૦) શ્રી સુતેજજી (૧૧) શ્રી સ્વામીનાથજી (૧૨) શ્રી મુનિસુવ્રતજી (૧૩) શ્રી સમિતિજિનજી (૧૪) શ્રી શિવગતિજી (૧૫) શ્રી અસ્તાગજી (૧૬) શ્રી નમીશ્વરજી (૧૭) શ્રી અનિલનાથજી (૧૮)શ્રી યશોધરજી (૧૯) શ્રી કૃતાર્થજી (૨૦) શ્રી જિનેશ્વરજી (૨૧) શ્રી શુદ્ધમતીજી (૨૨) શ્રી શિવંકરજી (૨૩) શ્રી સ્યાન્દનનાથજી (૨૪) સમ્પ્રાતજી.

## જંબુદ્વીપ ભરતક્ષેત્રના વર્તમાનના ૨૪ તીર્થંકરોનાં નામાદિ

૧ ભૂતકાલની ચોવીશીના અંતિમ (૨૪મા) તીર્થંકરના મોક્ષે ગયા બાદ ૧૮ × કોડાકોડી + સાગરોપમ બાદ ઈક્ષાગ ભૂમિ– ( શેરડીના ખેતરના કિનારે )મા નાભીકુલકરની

× પહેલો આરો ૪ કોડાકોડી સાગરોપમનો, બીજો આરો ત્રણ કોડાકોડી સાગરોપમનો, ત્રીજો આરો બે કોડાકોડી સાગરોપમનો. આ પ્રમાણે ૯. કોડાકોડી સાગરોપમ ઉત્સર્પિણી કાળના એમ ૭ આરાના કુલ મળી ૧૮ કોડાકોડી સાગરોપમ સુધી તીર્થંકર ઉત્પન્ન થવાનો ઉત્કૃષ્ટો આંતરો છે.

+ કરોડની સંખ્યાને કરોડથી ગુણતા જે સંખ્યા આવે તેને કોડાકોડ કહે છે.

÷ તે વખતે ગામો વસ્યા નહોતા.

પત્ની મરુદેવીની કુક્ષિથી વર્તમાન ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવજી (શ્રી આદિનાથજી)નો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સોના જેવો પીળો, વૃષભ (બળદ)નું× લક્ષણુ, દેહમાન ૫૦૦ ધનુષ્યનું, આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હતું જેમાં ૮૩ લાખ* પૂર્વ ગૃહવાસમાં રહ્યા, એક લાખ પૂર્વ સંયમ પાળીને ત્રીજા આરાના ૩ વર્ષ અને ૮ાા માસ બાકી હતા ત્યારે ૧૦ હજાર સાધુઓ સાથે મોક્ષે પધાર્યા.

૨. પછી ૫૦ લાખ ક્રોડ સાગર બાદ અયોધ્યા નગરીના જિતશત્રુ રાજાની વિજયાદેવી રાણીની કુક્ષિથી બીજા તીર્થંકર શ્રી અજિતનાથ સ્વામીનો જન્મ થયો. એમનું શરીર સુવર્ણ જેવું પીળું, હાથીનું લક્ષણુ, દેહમાન ૪૫૦ ધનુષ્યનું અને આયુષ્ય ૭૨ લાખ પૂર્વનું હતું. જેમાં ૭૧ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા, એક લાખ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૩. વળી ૩૦ લાખ ક્રોઠ સાગર પછી શ્રાવસ્તિ નગરીના જીતારી રાજાની રાણી સેનાદેવીની કુક્ષિએ ત્રીજા તીર્થંકર શ્રી સંભવનાથજીનો જન્મ થયો એમના શરીરનો રંગ પણુ સુવર્ણ જેવો પીળો, હાથીનું લક્ષણુ, ૪૦૦ ધનુષ્ય દેહમાન અને ૬૦ લાખ પૂર્વનું આયુષ્ય હતું. જેમાં ૫૯ લાખ પૂર્વ ગૃહવાસમાં પસાર કર્યા. એક લાખ પૂર્વ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે પધાર્યા.

૪. ફરી ૧૦ લાખ ક્રોડ સાગર બાદ વિનિતા નગરીના સંવર રાજાની સિદ્ધાર્થ રાણીથી ચોથા તીર્થંકર શ્રી અભિનંદનજીનો જન્મ થયો. એમનું શરીર સુવર્ણ જેવું પીળું, લક્ષણુ કપિ(વાંદરા)નું, દેહમાન ૩૫૦ ધનુષ્યનું, આયુષ્ય ૫૦ લાખ પૂર્વનું હતું જેમા ૪૯ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા. એક લાખ પૂર્વ સયમ પાળી એક હજાર સાધુઓની સાથે મોક્ષે ગયા.

૫. વળી ૯ લાખ ક્રોડ સાગર બાદ કંચનપુર નગરના મેઘરથ રાજાની રાણી સુમંગલા દેવીથી પાચમા તીર્થંકર શ્રી સુમતિનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, લક્ષણુ ક્રૌંચ પક્ષીનું, દેહ પ્રમાણુ ૩૦૦ ધનુષ્યનું અને આયુષ્ય ૪૦ લાખ પૂર્વનું હતું. ૩૯ લાખ પૂર્વ ગૃહવાસમા રહ્યા બાદ એક લાખ પૂર્વ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા

૬. પછી ૯૦ હજાર ક્રોઠ સાગર બાદ કૌસંબી નગરીના શ્રીધર રાજાની સુસીમા રાણીની કુક્ષિથી છઠ્ઠા તીર્થંકર શ્રી પદ્મપ્રભુજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ માણેક

× લક્ષણુ એટલે ચિહ્ન તે પગમા હોય છે. અને કોઈ છાતી ઉપર હોય છે એમ પણ કહે છે.

* ૭૦ લાખ ૫૬ હજાર વર્ષને એક ક્રોડથી ગુણીએ ત્યારે (૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦) આટલા વર્ષનું એક પૂર્વ થાય છે.

જેવો લાલ, પદ્મકમલનુ લક્ષણુ, દેહપ્રમાણુ ૨૫૦ ધનુષ્યનુ, આયુષ્ય ૩૦ લાખ પૂર્વનુ જેમાં ૨૯ લાખ પૂર્વ ગૃહવાસમા રહ્યા. એક લાખ પૂર્વ સયમ પાળીન એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૭. વળી ૯ હજાર ક્રોડ સાગર બાદ વારાણસી નગરીના રાજા પ્રતિષ્ઠની રાણી પૃથ્વી-દેવીથી ૭મા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, સ્વસ્તિકનું લક્ષણુ, દેહમાન ૨૦૦ ધનુષ્યનુ, આયુષ્ય ૨૦ લક્ષ પૂર્વનું હતું. જેમાં ૧૯ લાખ પૂર્વ ગૃહવાસમા રહ્યા એક લાખ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાધુઓ સાથે મુક્તિએ પહોચ્યા.

૮. વળી ૯૦૦ ક્રોડ સાગર પછી ચંદ્રપુરી નગરીના મહાસેન રાજાની રાણી લક્ષ્મણા-દેવીથી ૮મા તીર્થંકર શ્રી ચદ્રપ્રભજી સ્વામીનો જન્મ થયો. દેહવર્ણ હીરા જેવો સફેદ, લક્ષણુ ચદ્રમાનુ, દેહમાન ૧૫૦ ધનુષ્યનુ, આયુષ્ય ૧૦ લાખ પૂર્વનું. જેમા ૯ લાખ પૂર્વ ગૃહ-વાસમા રહ્યા. એક લાખ પૂર્વ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૯. પછી ૯૦ ક્રોડ સાગર બાદ કાકદી નગરીના સુગ્રીવ રાજાની રામાદેવી રાણીથી નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ સ્વામીનો જન્મ થયો. એમના શરીરનો રગ હીરા જેવો સફેદ, મગરમચ્છનુ લક્ષણુ, દેહમાન ૧૦૦ ધનુષ્યનુ, આયુષ્ય ૨ લાખ પૂર્વનું હતું. જેમા એક લાખ પૂર્વ ગૃહવાસમા રહ્યા એક લાખ પૂર્વ સયમ પાળીને એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૧૦. વળી ૯ ક્રોડ સાગર પછી ભદ્દિલપુર નગરીના દૃઢસ્થ રાજાની નંદાદેવી રાણીથી દસમા તીર્થંકર શ્રી શીતલનાથજીનો જન્મ થયો. જેમના દેહનો વર્ણ સુવર્ણ જેવો પીળો, શ્રીવત્સ સ્વસ્તિકનુ લક્ષણુ, દેહમાન ૯૦ ધનુષ્ય, આયુષ્ય એક લાખ પૂર્વનું હતું. જેમા પોણો લાખ પૂર્વ ગૃહવાસમા રહ્યા. પા લક્ષ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાધુઓની સાથે મુક્ત થયા.

૧૧. પછી એક કરોડ સાગરમાં એક અબજ ૬૬ લાખ ૨૬ હજાર વર્ષ ઓછાં હતાં ત્યારે સિહપુર નગરીના વિષ્ણુ રાજાની વિષ્ણુદેવી રાણીથી અગિયારમા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથ સ્વામીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, ગેંડાનુ લક્ષણુ; દેહ પ્રમાણુ ૮૦ ધનુષ્યનુ અને આયુષ્ય ૮૪ લાખ વર્ષનુ હતું. જેમા ૬૩ લાખ વર્ષ તેઓએ ગૃહવાસમા વિતાવ્યા, ૨૧ લાખ વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૧૨. વળી ૬૪ સાગર બાદ ચંપાપુરી નગરીના વસુપૂજ્ય રાજાની જયાદેવી રાણીથી ૧૨મા તીર્થંકર શ્રી વાસુપૂજ્યજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ માણેક જેવો રાતો, પાડાનું લક્ષણુ, દેહમાન ૭૦ ધનુષ્યનુ, આયુષ્ય ૭૨ લાખ વર્ષનુ હતું. જેમા ૧૮ લાખ વર્ષ ગૃહવાસમાં રહ્યા, ૫૪ લાખ વર્ષ સયમ પાળ્યો. ૬૦૦ સાધુઓની સાથે મોક્ષે ગયા.

૧૩. ત્યારબાદ ૩૦ સાગર પછી કંપિલપુર નગરના કૃતવર્મા રાજાને ત્યા શ્યામાદેવી રાણીથી ૧૩મા તીર્થંકર શ્રી વિમલનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, વરાહનું લક્ષણ, દેહમાન ૬૦ ધનુષ્યનું, આયુષ્ય ૬૦ લાખ વર્ષનું હતું જેમાં ૪૫ લાખ વર્ષ ગૃહવાસમાં રહ્યા. ૧૫ લાખ વર્ષ સંયમ પાળી ૬૦૦ સાધુઓ સાથે મુક્ત થયા.

૧૪. ત્યાર પછી ૯ સાગર બાદ અયોધ્યા નગરીના સિંહસેન રાજાની સુયશા રાણીથી ૧૪મા તીર્થંકર શ્રી અનંતનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, શકરા પક્ષીનું લક્ષણ, દેહમાન ૫૦ ધનુષ્યનુ અને આયુષ્ય ૩૦ લાખ વર્ષનું હતું જેમા ૨૨ા લાખ વર્ષ સુધી ગૃહવાસમાં રહી ૭ા લાખ વર્ષ સયમ પાળી ૭૦૦ સાધુઓ સાથે મોક્ષે પહોચ્યા.

૧૫. વળી ૪ સાગર પછી રત્નપુરીના ભાનુ રાજાની સુવ્રતા રાણીની કુક્ષિએ ૧૫મા તીર્થંકર શ્રી ધર્મનાથજીનો જન્મ થયો. એમના શરીરનો રંગ સોના જેવો પીળો હતો, વજ્રનુ લક્ષણ, દેહમાન ૪૫ ધનુષ્યનુ અને આયુષ્ય ૧૦ લાખ વર્ષનુ હતું. તેમા ૯ લાખ વર્ષ ગૃહવાસમાં રહ્યા પછી એક લાખ વર્ષ સયમ પાળી ૮૦૦ સાધુઓ સાથે મુક્ત થયા.

૧૬ પછી ૩ સાગરમાં પોણો પલ્ય ઓછો હતો. ત્યારબાદ હસ્તિનાપુરના રાજા વિશ્વસેનની અચિરા રાણીથી ૧૬મા તીર્થંકર શ્રી શાન્તિનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ પણ સુવર્ણ જેવો પીળો, મૃગનુ લક્ષણ, દેહમાન ૪૦ ધનુષ્ય અને આયુષ્ય એક લાખ વર્ષનુ હતું, જેમા ૭૫ હજાર વર્ષ ગૃહવાસમા રહી અને ૨૫૦૦૦ વર્ષ સંયમ પાળી ૯૦૦ સાધુઓ સાથે મોક્ષે પધાર્યા.

૧૭. વળી અર્ધા પલ્યોપમ પછી ગજપુર નગરના સુર રાજાની શ્રીદેવી રાણીથી ૧૭મા તીર્થંકર શ્રી કુંથુનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, બકરાનું લક્ષણ, દેહમાન ૩૫ ધનુષ્યનુ અને આયુષ્ય ૯૫ હજાર વર્ષનું હતું. જેમાથી ૭૧ા હજાર વર્ષ ગૃહવાસમા રહ્યા અને ૨૩ાા હજાર વર્ષ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૧૮. પછી પા પલ્યોપમમાં એક ક્રોડ એક હજાર વર્ષ ઓછાં હતાં ત્યારે હસ્તીનાપુરના સુદર્શન રાજાની દેવીરાણીથી ૧૮મા તીર્થંકર શ્રી અરહનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, નન્દાવર્ત્ત સ્વસ્તિકનું લક્ષણ, દેહપ્રમાણ ૩૦ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ હજાર વર્ષનુ હતું. જેમાથી ૬૩ હજાર વર્ષ ગૃહવાસમા રહી ૨૧ હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૧૯ ફરી એક ક્રોડ એક હજાર વર્ષ પછી મિથિલા નગરીના કુંભ રાજાની પ્રભાવતી રાણીથી ૧૯મા તીર્થંકર શ્રી મલ્લિનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ પન્ના જેવો લીલો, કુંભ( ઘડા )નું લક્ષણ, દેહપ્રમાણ ૨૫ ધનુષ્યનું અને આયુષ્ય ૫૫ હજાર વર્ષનું હતું. જેમાં ૧૦૦ વર્ષ ગૃહવાસમાં રહી ૫૪૯૦૦ વર્ષ સંયમ પાળી ૫૦૦ સાધુઓ અને ૫૦૦ સાધ્વીઓ સાથે મોક્ષે ગયા.

૨૦ વળી ૫૪ લાખ વર્ષ પછી રાજગૃહી નગરીના સુમિત્ર રાજાની પદ્માવતી રાણીથી ૨૦મા તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામીજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ નીલમ જેવો શ્યામ, કાચબાનું લક્ષણ, દેહમાન ૨૦ ધનુષ્યનું અને આયુષ્ય ૩૦ હજાર વર્ષનું હતું. જેમાં ૨૨॥ હજાર વર્ષ ગૃહવાસમાં રહી ૭॥ હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા

૨૧ વળી ૬ લાખ વર્ષ પછી મથુરા નગરીના વિજય રાજાની વિપ્રાદેવી રાણીથી ૨૧મા તીર્થંકર શ્રી નેમિનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, નીલોત્પલ કમળનું લક્ષણ, દેહમાન ૧૫ ધનુષ્યનું અને આયુષ્ય ૧૦ હજાર વર્ષનું હતું. જેમાં ૯ હજાર વર્ષ ગૃહવાસમાં રહી એક હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૨૨. ફરી ૫ લાખ વર્ષ બાદ સૌરીપુર નગરના સમુદ્રવિજય રાજાની શિવાદેવી રાણીથી ૨૨મા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ નીલમ જેવો શ્યામ, શંખનું લક્ષણ, દેહ પ્રમાણ ૧૦ ધનુષ્યનું અને આયુષ્ય એક હજાર વર્ષનું હતું. જેમાં ૩૦૦ વર્ષ ગૃહવાસમાં રહી ૭૦૦ વર્ષ સંયમ પાળી ૫૩૬ સાધુઓની સાથે મોક્ષે ગયા.

૨૩ વળી ૮૪ હજાર વર્ષ બાદ વારાણસી નગરીના અશ્વસેન રાજાની વામાદેવી રાણીથી ૨૩મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજીનો જન્મ થયો હતો એમના શરીરનો વર્ણ પન્ના જેવો લીલો, સર્પનું લક્ષણ, દેહમાન ૯ હાથનું અને આયુષ્ય ૧૦૦ વર્ષનું હતું. જેમા ૩૦ વર્ષ ગૃહવાસમા રહી ૭૦ વર્ષ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૨૪. ફરી ૨૫૦ વર્ષ પછી ક્ષત્રિયકુંડ નગરના સિદ્ધાર્થ રાજાની રાણી ત્રિશલાદેવીની કુક્ષિથી ૨૪મા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીનો જન્મ થયો હતો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, સિંહનું લક્ષણ, દેહમાન ૭ હાથનું અને આયુષ્ય ૭૨ વર્ષનું હતું. જેમા ૩૦ વર્ષ ગૃહવાસમાં રહી અને ૪૨ વર્ષ સંયમ પાળી ચોથા આરાનાં ૩ વર્ષ ૮॥ મહિના બાકી રહ્યા ત્યારે એકલા જ મોક્ષે પધાર્યા.

આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવથી લઈને અન્તિમ તીર્થંકર શ્રી મહાવીર સુધીનું આંતરું એક ક્રોડાક્રોડીથી કંઈક વધારેમાં ૪૨ હજાર વર્ષ ઓછાનું જાણવું.

ઉપરોક્ત વર્તમાન ચોવીશીનું આંતરું શાશ્વત છે. ભૂતકાળમાં અનંત ચોવીશી આટલા જ આંતરાથી થઈ છે અને ભવિષ્યકાળમાં પણ એટલા જ અંતરથી અનંત ચોવીશી થશે. બધાય તીર્થંકરોનું દેહમાન આયુષ્ય ઉપર કહેલ વર્તમાન ચોવીશી મુજબ જાણવું. વિશેષતા એટલી જ છે કે ઉત્સર્પિણીકાળમાં પ્રથમથી અન્તિમ તીર્થંકર સુધી ઉપરોક્ત પ્રમાણે ક્રમ ચાલે છે અને અવસર્પિણીમાં અન્તિમ તીર્થંકરથી પ્રથમ તીર્થંકર સુધીનો ઊલટો ક્રમ ચાલે છે.

卐

## જંબુદ્વીપ દક્ષિણ ભરતક્ષેત્રના વર્તમાન કાલમાં થયેલા

| તીર્થંકરોના નામ | ગણધર | કેવલજ્ઞાની | મન:પર્યવ જ્ઞાની | અવધિજ્ઞાની | ચૌદ પૂર્વધર |
|---|---|---|---|---|---|
| શ્રી ઋષભદેવ સ્વામી | ૮૪ | ૨૦૦૦૦ | ૧૩૫૦૦ | ૯૦૦૦ | ૪૭૫૦ |
| શ્રી અજિતનાથ ,, | ૬૫ | ૨૨૦૦૦ | ૧૨૫૦૦ | ૯૪૦૦ | ૩૭૨૦ |
| શ્રી સંભવનાથ ,, | ૧૦૨ | ૧૫૦૦૦ | ૧૨૧૫૦ | ૯૬૦૦ | ૨૧૫૦ |
| શ્રી અભિનંદન ,, | ૧૧૧ | ૧૪૦૦૦ | ૧૧૬૫૦ | ૯૮૦૦ | ૧૫૦૦ |
| શ્રી સુમતિનાથ ,, | ૧૦૦ | ૧૩૦૦૦ | ૧૦૪૫૦ | ૧૧૦૦૦ | ૨૪૦૦ |
| શ્રી પદ્મપ્રભ ,, | ૧૦૭ | ૧૨૦૦૦ | ૧૦૩૦૦ | ૧૦૦૦૦ | ૨૩૦૦ |
| શ્રી સુપાર્શ્વનાથ ,, | ૯૫ | ૧૧૦૦૦ | ૯૧૫૦ | ૯૦૦૦ | ૨૦૩૦ |
| શ્રી ચંદ્રપ્રભ ,, | ૯૩ | ૧૦૦૦૦ | ૮૦૦૦ | ૮૦૦૦ | ૨૦૦૦ |
| શ્રી સુવિધિનાથ ,, | ૮૮ | ૭૫૦૦ | ૭૫૦૦ | ૮૪૦૦ | ૧૫૦૦ |
| શ્રી શીતળનાથ ,, | ૮૨ | ૭૦૦૦ | ૭૫૦૦ | ૭૨૦૦ | ૧૪૦૦ |
| શ્રી શ્રેયાંસનાથ ,, | ૭૭ | ૬૫૦૦ | ૬૦૦૦ | ૬૦૦૦ | ૧૩૦૦ |
| શ્રી વાસુપૂજ્ય ,, | ૬૯ | ૬૦૦૦ | ૬૫૦૦ | ૫૪૦૦ | ૧૨૦૦ |
| શ્રી વિમળનાથ ,, | ૫૭ | ૫૫૦૦ | ૫૫૦૦ | ૪૮૦૦ | ૧૧૦૦ |
| શ્રી અનંતનાથ ,, | ૫૦ | ૫૦૦૦ | ૫૦૦૦ | ૪૩૦૦ | ૧૦૦૦ |
| શ્રી ધર્મનાથ ,, | ૪૩ | ૪૫૦૦ | ૪૫૦૦ | ૩૬૦૦ | ૯૦૦ |
| શ્રી શાન્તિનાથ ,, | ૩૬ | ૪૩૦૦ | ૪૦૦૦ | ૩૦૦૦ | ૮૦૦ |
| શ્રી કુંથુનાથ ,, | ૩૫ | ૩૨૦૦ | ૪૩૪૦ | ૨૫૦૦ | ૬૭૦ |
| શ્રી અરનાથ ,, | ૩૩ | ૨૮૦૦ | ૨૫૫૧ | ૨૬૦૦ | ૬૧૦ |
| શ્રી મલ્લિનાથ ,, | ૨૮ | ૨૨૦૦ | ૧૭૫૦ | ૨૨૦૦ | ૬૬૮ |
| શ્રી મુનિસુવ્રત ,, | ૧૮ | ૧૮૦૦ | ૧૫૦૦ | ૧૮૦૦ | ૫૦૦ |
| શ્રી નમિનાથ ,, | ૧૭ | ૧૬૦૦ | ૧૨૫૦ | ૧૬૦૦ | ૪૫૦ |
| શ્રી નેમિનાથ ,, | ૧૧ | ૧૫૦૦ | ૧૦૦૦ | ૧૫૦૦ | ૪૦૦ |
| શ્રી પાર્શ્વનાથ ,, | ૧૦ | ૧૦૦૦ | ૭૫૦ | ૧૦૦૦ | ૩૫૦ |
| શ્રી મહાવીર સ્વામી | ૧૧ | ૭૦૦ | ૫૦૦ | ૭૦૦ | ૩૦૦ |

卐

## ૨૪ તીર્થંકરોના ગણધર આદિ પરિવારનો કોઠો.

| વૈક્રિય લબ્ધિવંત | ચર્ચાવાદી વિજય | સાધુ | સાધ્વી | શ્રાવક | શ્રાવિકા |
|---|---|---|---|---|---|
| ૨૦૬૦૦ | ૧૨૬૫૦ | ૮૪૦૦૦ | ૩૦૦૦૦૦ | ૩૫૦૦૦૦ | ૫૫૪૦૦૦ |
| ૨૦૪૦૦ | ૧૨૪૦૦ | ૧૦૦૦૦૦ | ૩૩૦૦૦૦ | ૨૯૮૦૦૦ | ૫૪૫૦૦૦ |
| ૧૯૮૦૦ | ૧૨૦૦૦ | ૨૦૦૦૦૦ | ૩૩૬૦૦૦ | ૨૯૩૦૦૦ | ૬૩૬૦૦૦ |
| ૧૯૦૦૦ | ૧૧૦૦૦ | ૩૦૦૦૦૦ | ૬૩૦૦૦૦ | ૨૮૮૦૦૦ | ૫૨૭૦૦૦ |
| ૧૮૪૦૦ | ૧૦૪૦૦ | ૩૨૦૦૦૦ | ૫૩૦૦૦૦ | ૨૮૧૦૦૦ | ૫૧૬૦૦૦ |
| ૧૬૧૦૮ | ૯૬૦૦ | ૩૩૦૦૦૦ | ૪૨૦૦૦૦ | ૨૭૬૦૦૦ | ૫૦૫૦૦૦ |
| ૧૫૩૦૦ | ૮૪૦૦ | ૩૦૦૦૦૦ | ૪૩૦૦૦૦ | ૨૫૭૦૦૦ | ૪૯૩૦૦૦ |
| ૧૪૦૦૦ | ૭૬૦૦ | ૨૫૦૦૦૦ | ૩૮૦૦૦૦ | ૨૫૦૦૦૦ | ૪૭૯૦૦૦ |
| ૧૩૦૦૦ | ૬૦૦૦ | ૨૦૦૦૦૦ | ૧૨૦૦૦૦ | ૨૨૯૦૦૦ | ૪૭૧૦૦૦ |
| ૧૨૦૦૦ | ૫૮૦૦ | ૧૦૦૦૦૦ | ૧૦૬૦૦૦ | ૨૮૯૦૦૦ | ૪૫૮૦૦૦ |
| ૧૧૦૦૦ | ૫૦૦૦ | ૮૪૦૦૦ | ૧૦૩૦૦૦ | ૨૭૯૦૦૦ | ૪૪૮૦૦૦ |
| ૧૦૦૦૦ | ૪૭૦૦ | ૭૨૦૦૦ | ૧૦૦૦૦૦ | ૨૧૫૦૦૦ | ૪૩૬૦૦૦ |
| ૯૦૦૦ | ૩૬૦૦ | ૬૮૦૦૦ | ૧૦૦૮૦૦ | ૨૦૮૦૦૦ | ૪૨૪૦૦૦ |
| ૮૦૦૦ | ૩૨૦૦ | ૬૬૦૦૦ | ૬૨૦૦૦ | ૨૦૬૦૦૦ | ૪૧૪૦૦૦ |
| ૭૦૦૦ | ૨૮૦૦ | ૬૪૦૦૦ | ૬૨૪૦૦ | ૨૦૪૦૦૦ | ૪૧૩૦૦૦ |
| ૬૦૦૦ | ૨૪૦૦ | ૬૨૦૦૦ | ૬૧૬૦૦ | ૧૯૦૦૦૦ | ૩૯૦૦૦૦ |
| ૫૧૦૦ | ૨૦૦૦ | ૬૦૦૦૦ | ૬૦૬૦૦ | ૧૭૯૦૦૦ | ૩૮૧૦૦૦ |
| ૭૩૦૦ | ૧૬૦૦ | ૫૦૦૦૦ | ૬૦૦૦૦ | ૧૮૪૦૦૦ | ૩૭૨૦૦૦ |
| ૨૯૦૦ | ૧૪૦૦ | ૪૦૦૦૦ | ૫૫૦૦૦ | ૧૮૩૦૦૦ | ૩૭૦૦૦૦ |
| ૨૦૦૦ | ૧૨૦૦ | ૩૦૦૦૦ | ૫૦૦૦૦ | ૧૭૨૦૦૦ | ૩૫૦૦૦૦ |
| ૫૦૦૦ | ૧૦૦૦ | ૨૦૦૦૦ | ૪૧૦૦૦ | ૧૭૦૦૦૦ | ૩૪૮૦૦૦ |
| ૧૫૦૦ | ૮૦૦ | ૧૮૦૦૦ | ૪૦૦૦૦ | ૧૬૯૦૦૦ | ૩૩૬૦૦૦ |
| ૧૧૦૦ | ૬૦૦ | ૧૬૦૦૦ | ૩૮૦૦૦ | ૧૬૪૦૦૦ | ૩૩૯૦૦૦ |
| ૭૦૦ | ૪૦૦ | ૧૪૦૦૦ | ૩૬૦૦૦ | ૧૫૯૦૦૦ | ૩૧૮૦૦૦ |

卐

## * જંબુદ્વીપના ભરતક્ષેત્રના ભવિષ્યકાલીન તીર્થંકરની પૂર્વ ભવ સહિત નામાવલી

૧ શ્રેણિક રાજાનો જીવ પ્રથમ નરકથી ચ્યવીને પહેલા શ્રીપદ્મનાભજી રૂપે ઉત્પન્ન થશે. ૨ શ્રી મહાવીર સ્વામીના કાકા શ્રી સુપાર્શ્વજીનો જીવ દેવલોકથી આવીને બીજા શ્રી સુરદેવજી રૂપે થશે. ૩ કોણિક રાજાના પુત્ર ઉદાઈ રાજાનો જીવ[૧] દેવલોકથી આવીને ત્રીજા શ્રી સુપાર્શ્વજી રૂપે થશે. ૪ પોટિલ્લ અણગારનો જીવ ત્રીજા દેવલોકથી આવીને ચોથા શ્રી સ્વયંપ્રભુજી રૂપે થશે. ૫ દઢાયુદ્ધ શ્રાવકનો જીવ પાચમા દેવલોકથી ચ્યવીને પાચમા શ્રી સર્વાનુભૂતિજી રૂપે થશે. ૬ કાર્તિકર શેઠનો જીવ પ્રથમ[૨]દેવલોકથી આવીને છઠ્ઠા શ્રી દેવશ્રુતિજી થશે. ૭ શંખ[૩] શ્રાવકનો જીવ દેવલોકથી આવીને સાતમા શ્રી ઉદયનાથજી થશે. ૮ આનંદ[૪] શ્રાવકનો જીવ દેવલોકથી આવીને આઠમા શ્રી પેઢાલજી થશે. ૯ સુનંદ શ્રાવકનો જીવ દેવલોકથી આવીને નવમા શ્રી પોટિલ્લજી[૫] રૂપે થશે. ૧૦ પોખલી[૬] શ્રાવકના ધર્મ ભાઈ શતક શ્રાવકનો જીવ દેવલોકથી આવીને દશમા શ્રી શતકીર્તિજી થશે. ૧૧ કૃષ્ણજીની માતા દેવકી રાણીનો જીવ નરકથી આવીને અગિયારમા શ્રી મુનિસુવ્રતજી રૂપે થશે. ૧૨ શ્રી કૃષ્ણનો[૭] જીવ ત્રીજા નરકથી નીકળીને બારમા શ્રી અમમનાથ રૂપે થશે. ૧૩ સુજેષ્ઠાજીનો પુત્ર સત્યકીરુદ્રનો જીવ નરકથી આવીને તેરમા શ્રી નિષ્કષાયજી રૂપે થશે. ૧૪ કૃષ્ણજીના ભાઈ બલભદ્રજીનો જીવ પાંચમા દેવલોકથી આવીને ચૌદમા શ્રી નિષ્પુલાકજી થશે. ૧૫ બલભદ્રજીની માતા રોહિણીનો જીવ દેવલોકથી આવીને પંદરમા શ્રી ચિત્રગુપ્તજી રૂપે થશે. ૧૬ રાજગૃહીના ધન્ના સાર્થવાહની બાધવ પત્ની સુલસાશ્રાવિકાનો જીવ દેવલોકથી આવીને સોળમા શ્રી 'નિર્મળજી' થશે. ૧૭ કોલાપાક વહોરાવનારી રેવતી ગાથાપત્નીનો જીવ દેવલોકથી આવીને સત્તરમા શ્રી સમાધિનાથજીરૂપે થશે. ૧૮ ...તિલક[૮] શ્રાવકનો જીવ દેવલોકથી આવીને અઢારમા શ્રી સંવરનાથજી થશે. ૧૯ કર્ણનો[૯] જીવ દેવલોકથી ચ્યવીને ઓગણીશમા શ્રી અનદ્ધિકજી થશે. ૨૦ દ્વારકાદાહક દીપાયન ઋષિનો જીવ દેવલોકથી ચ્યવીને વીશમા શ્રી યશોધરજી થશે. ૨૧ નિર્ગ્રન્થ પુત્ર(મલ્લનારદ)નો જીવ દેવલોકથી આવીને એકવીશમા શ્રી વિજયરૂપે થશે. ૨૨ અંબડ શ્રાવકનો જીવ દેવલોકથી આવીને બાવીશમા શ્રી મલ્લિચન્દ્રજી થશે. ૨૩ અમરનો જીવ દેવલોકથી આવીને ત્રેવીશમા શ્રી દેવોપાત થશે. અને ૨૪ સ્વાતિબુદ્ધિજીનો જીવ સર્વાર્થ સિદ્ધ વિમાનથી આવીને શ્રી અનંતવીર્યજી થશે.

---

* અગાઉની ચોવીશીના આતરા બરાબર તપાસી, દેવલોક અને નરકનુ વ્યક્તિગત આયુષ્ય તપાસી, તે બન્નેનો બરાબર મેળ મળે તેવા જીવ અમુક વખતે તીર્થંકર થશે એમ સમજવું. જેમકે મહાવીર સ્વામીના કાકાશ્રી સુપાર્શ્વજીનો જીવ દેવલોકથી ચ્યવીને બીજા સુરદેવજી થશે.

હવે મહાવીર સ્વામી પહેલા ૫૦ વર્ષથી શરૂ કરી ચોથા આરાનો કાળ, પાચમા છઠ્ઠા આરાનો કાળ, પહેલા બીજા આરાનો કાળ ત્યારબાદ પહેલા તીર્થંકર, તેમના નિર્વાણ બાદ બીજા તીર્થંકર આ બધો કાળ :– ૫૦+૭૨+૩ વર્ષ, ૮ માસ + ૮૪૦૦૦ વર્ષ + ૩ વર્ષ, ૮ માસ + ૭૨ વર્ષ + ૨૫૦ વર્ષ =૮૪૪૫૧ વર્ષ અને ૪ માસ થાય ત્યારે પહેલા દેવલોકના દેવનું આયુષ્ય ઓછામા ઓછુ ૧ ( એક ) પલ્યનું હોય ને નીચલા ત્રણ જાતિના દેવો તીર્થંકર થાય નહિ. માટે અહિ સંશોધન કરવુ જોઈએ.

## જંબૂદ્વીપ ઐરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| | ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|---|
| ૧ | શ્રી પંચરૂપજી | શ્રી બાલચંદ્રજી | શ્રી સિદ્ધાર્થજી |
| ૨ | ,, જિનધરજી | ,, સુવ્રતજી | ,, વિમલસેનજી |
| ૩ | ,, સંપ્રતકજી | ,, અગ્નિસેનજી | ,, જયઘોષજી |
| ૪ | ,, ઉરમતજી | ,, નંદસેનજી | ,, આનંદસેનજી |
| ૫ | ,, આદિછાયજી | ,, દત્તજી | ,, સુરમંગલજી |
| ૬ | ,, અભિનંદનજી | ,, વ્રતધરજી | ,, વજ્રધરજી |
| ૭ | ,, રત્નસેનજી | ,, સોમચંદ્રજી | ,, નિર્વાણજી |
| ૮ | ,, રામેશ્વરજી | ,, ધૃતિધીરજી | ,, ધર્મદ્વિજજી |
| ૯ | ,, રંગોજીતજી | ,, શાન્તિપહોયજી | ,, સિદ્ધસેનજી |
| ૧૦ | ,, વિનપાસજી | ,, શિવમતિજી | ,, મહાસેનજી |
| ૧૧ | ,, આરોવસજી | ,, શ્રેયાસજી | ,, રવિમિત્રજી |
| ૧૨ | ,, શુભધ્યાનજી | ,, સુતજલજી | ,, શાન્તિસેનજી |
| ૧૩ | ,, વિપ્રદત્તજી | ,, શ્રેયસેનજી | ,, ચંદ્રદેવજી |
| ૧૪ | ,, કુંવારજી | ,, ઉરપશાન્તજી | ,, મહાચંદ્રજી |
| ૧૫ | ,, સર્વસહેલજી | ,, સત્યસેનજી | ,, સુતાંજનજી |
| ૧૬ | ,, પરભંજનજી | ,, અનંતવીર્યજી | ,, નિકરણજી |
| ૧૭ | ,, સૌભાગ્યજી | ,, પાર્શ્વનાથજી | ,, સુવ્રતજી |
| ૧૮ | ,, દિવાકરજી | ,, અભિધાનજી | ,, જિનેન્દ્રજી |
| ૧૯ | ,, વૃતબિન્દુજી | ,, મરુદેવજી | ,, સુપાર્શ્વજી |
| ૨૦ | ,, સિદ્ધકાન્તજી | ,, શ્રીધરજી | ,, સુકૌશલ્યજી |
| ૨૧ | ,, જ્ઞાનસરીજી | ,, શ્રીકંઠજી | ,, અનંતજી |
| ૨૨ | ,, કલ્પદ્રુમજી | ,, અગ્નિપ્રભજી | ,, વિમલપ્રભજી |
| ૨૩ | ,, તીર્થફલજી | ,, અગ્નિદત્તજી | ,, અમૃતસેનજી |
| ૨૪ | ,, બ્રહ્મપ્રભુજી | ,, વીરસેનજી | ,, અગ્નિદત્તજી |

(૧) પાટલીપુર પતિ. (૨) પ્રથમ દેવલોકના ઇન્દ્રનું આયુષ્ય બે સાગરોપમનુ છે અને આમનો આતરો થોડો છે, એટલે જે કાર્તિક શેઠનો જીવ પ્રથમ દેવલોકના ઇન્દ્રરૂપે થયો છે તે કાર્તિક શેઠ આ નહિ પણ કોઈ બીજા છે. (૩) ભગવતી સૂત્રમાં કહેલા શંખ શ્રાવક આ નથી. આ કોઈ બીજા જ છે (૪) ઉપાશકદશાગમાં કહેલા મહાવીર સ્વામીના શ્રાવક આ નથી. આ કોઈ બીજા જ છે. આ સમ્યગ્દૃષ્ટિ, માંડાલક રાજા, ચક્રવર્તી, સાધુ, કેવલજ્ઞાની અને તીર્થંકર એ છ પદવિઓના ધારક થશે (૫) આ પણ ઉપરોક્ત ૬ પદવિઓના ધારક થશે. (૬) આ પણ ઉપરોક્ત ૬ પદવિઓ પામશે. (૭) કેટલાક કહે છે કે આ ૧૩ મા તીર્થંકર થશે પણ ૧૩ મા તીર્થંકરનો આતરો ૪૬ સાગરોપમનો છે એટલે આ મળતું નથી. હા, પશ્ચાનુપૂર્વીથી ૧૩ મા થઈ શકે છે (૮) કેટલાક ગાગલી તાપસને પણ સતતિલક કહે છે. તત્ત્વ કેવલી ગમ્ય (૯) કેટલાક ૧૦૦ કૌરવોના ભાઈ માને છે તો કેટલાક ચંપાપુરીપતિ પણ શ્રી વાસુપૂજ્યના પરિવારના કહે છે.

## પૂર્વ ધાતકીખંડ ભરતક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|
| ૧ શ્રી રત્નપ્રભજી | શ્રી યુગાદિદેવજી | શ્રી સિદ્ધનાથજી |
| ૨ ,, અમિતદેવજી | ,, સિંહદત્તજી | ,, સમક્તિજી |
| ૩ ,, સંભવજી | ,, મહાસેનજી | ,, જિનેન્દ્રનાથજી |
| ૪ ,, અકલંકજી | ,, પરમાર્થજી | ,, સંપતનાથજી |
| ૫ ,, ચંદ્રનાથજી | ,, વરસેનજી | ,, સર્વસ્વામીજી |
| ૬ ,, શુભંકરજી | ,, સમુદ્રરાયજી | ,, મુનિનાથજી |
| ૭ ,, તત્ત્વનાથજી | ,, બુદ્ધરાયજી | ,, સુવિષ્ટજી |
| ૮ ,, સુંદરનાથજી | ,, ઉદ્યોતજી | ,, અર્હતનાથજી |
| ૯ ,, પુરંદરજી | ,, આર્યવજી | ,, બ્રહ્મશાન્તિજી |
| ૧૦ ,, સ્વામીદેવજી | ,, અભયજી | ,, પરવનાથજી |
| ૧૧ ,, દેવદત્તજી | ,, અપ્રકંપજી | ,, આકામુષજી |
| ૧૨ ,, વાસુદત્તજી | ,, પ્રેમનાથજી | ,, ધ્યાનનાથજી |
| ૧૩ ,, શ્રેયનાથજી | ,, પદ્માનન્દજી | ,, કલ્પજિનેશજી |
| ૧૪ ,, વિશ્વરૂપજી | ,, પ્રિયંકરજી | ,, સંવરનાથજી |
| ૧૫ ,, તપ્તતેજજી | ,, સુકૃતજી | ,, શુચિનાથજી |
| ૧૬ ,, પ્રતિબોધજી | ,, ભદ્રસેનજી | ,, આનંદનાથજી |
| ૧૭ ,, સિદ્ધાર્થજી | ,, મુનિચંદ્રજી | ,, રવિપ્રભજી |
| ૧૮ ,, અમલપ્રભુજી | ,, પંચમુષ્ટિજી | ,, ચંદ્રપ્રભજી |
| ૧૯ ,, સંયમજી | ,, ગંગેયકજી | ,, સુનંદજી |
| ૨૦ ,, દેવેન્દ્રજી | ,, ગણધરજી | ,, સૂકરણુનાથજી |
| ૨૧ ,, પ્રયનાથજી | ,, સર્વાંગદેવજી | ,, સુકર્મજી |
| ૨૨ ,, વિશ્વનાથજી | ,, બ્રહ્મદત્તજી | ,, અનુમાયજી |
| ૨૩ ,, મેઘનંદજી | ,, ઇન્દ્રદત્તજી | ,, પાર્શ્વનાથજી |
| ૨૪ ,, ત્રયનેત્રકાયજી | ,, દયાનાથજી | ,, સરસ્વતનાથજી |

## પૂર્વધાતકીખંડ ઐરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|
| ૧ શ્રી ઋષભનાથજી | શ્રી વિશ્વચન્દ્રજી | શ્રી રત્નકોષજી |
| ૨ ,, પ્રાએમિત્રજી | ,, કપિલજી | ,, ચઉરનજી |
| ૩ ,, સાતિનાથજી | ,, ઋષભજી | ,, ઋતુનાથજી |
| ૪ ,, સુમઈજિનજી | ,, પ્રયાતેજી | ,, પરમેશ્વરજી |
| ૫ ,, અકુજિનજી | ,, પ્રશમજી | ,, સુમુક્તિકજી |
| ૬ ,, અતીતાજિનજી | ,, વિસમાંગજી | ,, મુહત્તજી |
| ૭ ,, કલસેણુજી | ,, ચારિત્રનાથજી | ,, નાકેશજી |
| ૮ ,, સર્વજિનજી | ,, પ્રભાદિત્યજી | ,, પ્રશસ્તજી |
| ૯ ,, પ્રબુદ્ધનાથજી | ,, મંજુકજી | ,, નિરાહારજી |
| ૧૦ ,, પ્રવજિનજી | ,, પિતવાસજી | ,, અમૂર્તિજી |
| ૧૧ ,, સૌધર્માજિનજી | ,, સુરેશપૂજ્યજી | ,, દયાવરજી |
| ૧૨ ,, તમોઘરિપુજી | ,, દયાનાથજી | ,, સેતીગંધજી |
| ૧૩ ,, વજ્રજિનજી | ,, સહસ્રભુજજી | ,, અરૂહનાથજી |
| ૧૪ ,, પ્રબુદ્ધસેનજી | ,, જિનસિંહજી | ,, સહસ્રચિત્તજી |
| ૧૫ ,, પ્રબંધજી | ,, રેફનાથજી | ,, દેવનાથજી |
| ૧૬ ,, અજિતજિનજી | ,, બાહુજિનજી | ,, દયાદ્વીપજી |
| ૧૭ ,, પ્રમુખીજિનજી | ,, યમાલજી | ,, પુષ્પનાથજી |
| ૧૮ ,, પલ્યોપમજી | ,, અજોગિજી | ,, નરનાથજી |
| ૧૯ ,, અકોપજિનજી | ,, અભોગિજી | ,, નગ્ગઈનાથજી |
| ૨૦ ,, નિષ્ટાન્તજી | ,, કામરિપુજી | ,, તપાધિકજી |
| ૨૧ ,, મૃગનાભિજી | ,, અરણીબાહુજી | ,, દશાનનજી |
| ૨૨ ,, દેવજિનજી | ,, તમનાશજી | ,, અરણુકજી |
| ૨૩ ,, પ્રાયછનજી | ,, ગર્ભજ્ઞાનીજી | ,, દશાનિકજી |
| ૨૪ ,, શિવનાથજી | ,, એકરાજજી | ,, ભૌતિકજી |

## પૂર્વ પુષ્કરાર્ધ ભરતક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|
| ૧ શ્રી વજ્રસ્વામીજી | શ્રી પશ્ચિમજિનજી | શ્રી વીરાજી |
| ૨ ,, ચંદ્રદત્તજી | ,, પુષ્પદંતજી | ,, વિજયપ્રભજી |
| ૩ ,, સૂર્યસ્વામીજી | ,, અર્હન્તજી | ,, મહામૃગેન્દ્રજી |
| ૪ ,, પુરુષજી | ,, સુચરિત્રજી | ,, ચિંતામણિજી |
| ૫ ,, સ્વામસ્વામીજી | ,, સિદ્ધાનંદજી | ,, અશોકજી |
| ૬ ,, અવબોધજી | ,, નંદકજી | ,, દ્વિમૃગેન્દ્રજી |
| ૭ ,, વિક્રમજી | ,, પદ્મરૂપજી | ,, ઉપવાસજી |
| ૮ ,, નિર્ઘંટજી | ,, ઉદયનાભજી | ,, પદ્મચંદ્રજી |
| ૯ ,, કરાઈજી | ,, રુકમોધ્વજજી | ,, બોધકેન્દ્રજી |
| ૧૦ ,, પ્રતરીજી | ,, કૃપાલજી | ,, હિતહીમજી |
| ૧૧ ,, નિર્વાણજી | ,, પોટલજી | ,, ઉત્તરાહિકજી |
| ૧૨ ,, ધર્મહેતજી | ,, સિદ્ધેશ્વરજી | ,, અપાસિકજી |
| ૧૩ ,, ચઉમુખીજી | ,, અમૃતેન્દ્રજી | ,, દેવજયજી |
| ૧૪ ,, કૃતેન્દ્રજી | ,, સ્વામીનાથજી | ,, નારીકજી |
| ૧૫ ,, સ્વયંભૂયજી | ,, ભોગીલગજી | ,, અનોઘજી |
| ૧૬ ,, વિમલદિવ્યજી | " સર્વાર્થસિદ્ધજી | " નાગિન્દ્રજી |
| ૧૭ " દેવપ્રભજી | " મેઘાનંદજી | " નિલોત્ફલજી |
| ૧૮ ,, ધરણેન્દ્રજી | ,, નંદીશ્વરજી | ,, અપ્રકંપજી |
| ૧૯ ,, સતીસ્વામીજી | ,, હરહરનાથજી | ,, પુરોહિતજી |
| ૨૦ ,, ઉદયામદજી | ,, અધિકશ્રાકજી | ,, ઉમેન્દ્રજી |
| ૨૧ ,, સિદ્ધાર્થજી | ,, સ્વાતિકજી | ,, વિશ્વનાથજી |
| ૨૨ ,, ધર્મોપદેશજી | " નંદસ્વામીજી | ,, તીબખજી |
| ૨૩ " ક્ષેત્રસ્વામીજી | ,, કુડપાસજી | " અરહજિનેન્દ્રજી |
| ૨૪ " હરિશ્ચન્દ્રજી | ,, વારોચનજી | " જયજિનેન્દ્રજી |

## પશ્ચિમ ધાતકીખંડ ઐરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| | ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|---|
| ૧ | શ્રી સુમેરુજી | શ્રી ઔસાહિતજી | શ્રી સુસંભવજી |
| ૨ | ,, જિનરક્ષિતજી | ,, જિનસ્વામીજી | ,, પલ્યુનાથજી |
| ૩ | ,, અતીર્થજી | ,, સ્તિમિતેન્દ્રજી | ,, પુરવાસજી |
| ૪ | ,, પ્રશસ્તદત્તજી | ,, અભિધાનજી | ,, સૌંદર્યજી |
| ૫ | ,, નિરદમજી | ,, પુષ્પકજી | ,, ગાગીજિનજી |
| ૬ | ,, કૂલાદીજી | ,, મંડિકજી | ,, ત્રિવિક્રમજી |
| ૭ | ,, વર્દ્ધમાનજી | ,, પ્રહરજી | ,, નરસિંહજી |
| ૮ | ,, સ્મૃતેન્દ્રજી | ,, મદનસિંહજી | ,, મૃગવસુજી |
| ૯ | ,, સંખાનન્દ્રજી | ,, હસ્તૌદજી | ,, સોમેશ્વરજી |
| ૧૦ | ,, કલ્પકીર્તિજી | ,, ચંદ્રપાર્શ્વજી | ,, સધાસારજી |
| ૧૧ | ,, હરિદાનજી | ,, અજબોધકજી | ,, અપ્પાપમલજી |
| ૧૨ | ,, બાહુસ્વામીજી | ,, જિનાધારજી | ,, વિવિધજિનજી |
| ૧૩ | ,, ભાર્ગવજી | ,, જીવીભૂતિકજી | ,, જીકમજી |
| ૧૪ | ,, સુભેન્દ્રજી | ,, કસૂરૂપ થજી | ,, માનધાતાજી |
| ૧૫ | ,, પાવપતિજી | ,, સુવર્ણજી | ,, અશ્વસેનજી |
| ૧૬ | ,, વિપોષિતજી | ,, અશ્વાનિકજી | ,, વિદ્યાધરજી |
| ૧૭ | ,, બ્રહ્મચારીજી | ,, હરિવાસજી | ,, સુલોભનજી |
| ૧૮ | ,, આસકૃતજી | ,, ત્રયયામીજી | ,, મૌનવિધાનજી |
| ૧૯ | ,, ચરિત્રસંપન્નજી | ,, ધર્મદેવજી | ,, પૌંડરીકજી |
| ૨૦ | ,, પરિનામકજી | ,, ધર્મચંદ્રજી | ,, ચિત્રણજી |
| ૨૧ | ,, ધર્મેશજી | ,, નંદીનાથજી | ,, મમણઋદ્ધિજી |
| ૨૨ | ,, કબોજિનજી | ,, પાવનજી | ,, સર્વકાલજી |
| ૨૩ | ,, નીતિનાથજી | ,, પાર્શ્વનાથજી | ,, ભૂરાસરજી |
| ૨૪ | ,, કૌશિકજી | ,, ચિત્રસ્વામીજી | ,, નુન્યાગજી |

## પૂર્વ પુષ્કરાર્ધ ભરતક્ષેત્રના ૭૨ તીર્થંકરોના નામો

| | ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|---|
| ૧ | શ્રી મદનકાયજી | શ્રી જગન્નાથજી | શ્રી વસંતધ્વજજી |
| ૨ | ,, સુરસ્વામીજી | ,, પ્રભાસજી | ” પ્રિયજમતજી |
| ૩ | ,, નિરાગાયજી | ,, સુરસ્વામીજી | ” શ્રીજયતજી |
| ૪ | ,, પ્રલંપતાપજી | ,, ભારતીશજી | ” સત્તાભાયજી |
| ૫ | ,, પૃથ્વીપતિજી | ” દ્રગનાથજી | ” પરબ્રહ્મજી |
| ૬ | ,, ચારિત્રનાથજી | ” વિજયકૃતજી | ” અમ્લીશજી |
| ૭ | ,, અપરાજિતજી | ” અવસાનનાથજી | ” પ્રબાધકજી |
| ૮ | ,, સુબોધકાયજી | ” પ્રબોધનાથજી | ” ત્રિનાયજી |
| ૯ | ,, બુદ્ધકાયજી | ” તપોનિધિજી | ” બહુસાયજી |
| ૧૦ | ,, બેતાલસહાયજી | ” પાવકાયજી | ” પ્રમાત્મપ્રસંગજી |
| ૧૧ | ,, ત્રિમુષ્ટજી | ” ત્રિપુરેશજી | ” ભુમપ્રાયજી |
| ૧૨ | ,, મુનિબોધકજી | ” શોકતાયજી | ” ગોસ્વામીજી |
| ૧૩ | ,, ભર્તસ્વામીજી | ” શ્રીવાસજી | ” કલ્યાણપ્રકાશજી |
| ૧૪ | ,, ધર્માધીશજી | ” મનોહરજી | ” મંડલાયજી |
| ૧૫ | ,, ધરણીશજી | ” શુભકર્મજી | ” મહાવંશજી |
| ૧૬ | ,, પ્રભાદેવજી | ” ઈષ્ટસ્વામીજી | ” તેજોદયજી |
| ૧૭ | ,, આનંદદેવજી | ” અમલેન્દ્રજી | ” દિવ્યજ્યોતિજી |
| ૧૮ | ,, આનંદપ્રભુજી | ” ધર્મવૃક્ષજી | ” પ્રબોધજી |
| ૧૯ | ,, સર્વતીર્થજી | ” પ્રશાદજી | ” અભય કરજી |
| ૨૦ | ,, નિરૂપમાજી | ” પ્રભામૃગાકજી | ” અપ્રમિતજી |
| ૨૧ | ,, કુંબરાયજી | ” અકલકજી | ” દિવ્યશાકજી |
| ૨૨ | ,, વિહારગૃહજી | ” સકટપ્રભજી | ” વૃતસ્વામીજી |
| ૨૩ | ,, ધરણીશરાયજી | ” ગાગેન્દ્રજી | ” વિધાનજી |
| ૨૪ | ,, વિકશાયજી | ” ધ્યાનજિનજી | ” નિઃકર્મકજી |

## પૂર્વ પુષ્કરાર્ધ ઐરવતક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|
| ૧ શ્રી કાન્તનાથજી | શ્રી શંકરજી | શ્રી યશોધરજી |
| ૨ " ઉપદિષ્ટજી | ,, અડવાસજી | " સુકૃતજી |
| ૩ " આદિત્યદેવજી | ,, નગનાયજી | " અવિઘોષજી |
| ૪ " અસ્થાનકજી | ,, નગનાદ્વિપજી | " નિર્વાણજી |
| ૫ " પ્રભાચંદ્રજી | ,, નષ્ટપાષંડજી | " વૃતવસજી |
| ૬ " વેણુકાયજી | " સ્વપ્નબોધજી | " અતિરાજજી |
| ૭ " ત્રિભાનુજી | " તપોધનજી | " વિશ્વજિનનાથજી |
| ૮ " બ્રહ્મબ્રહ્માયજી | " પુષ્પકેતજી | " અર્જુનનાથજી |
| ૯ " ભજુગજી | " ધર્મકાયજી | " તપેશ્વરજી |
| ૧૦ " અવિરોધનાથજી | " વીતરાગજી | " શરીરકાયજી |
| ૧૧ " અપાપજી | " ચંદ્રકીર્ત્તિજી | ,, મહીશાયજી |
| ૧૨ " લોકંતરજી | " અનુવ્રતજી | ,, સુગ્રીવજી |
| ૧૩ " જરાધીરજી | " ઉદ્યોતકૃજી | ,, દઢપ્રયાયજી |
| ૧૪ " બોધકજી | " તમોવાસજી | ,, દયાનિતાયજી |
| ૧૫ " સુમરનાથજી | " મધુનાથજી | ,, અવસરાયજી |
| ૧૬ " પ્રભાદિત્યજી | " મરુદેવજી | ,, તુવરાયજી |
| ૧૭ " વચ્છલજી | " દયામયજી | ,, સર્વશીલજી |
| ૧૮ ,, જિનાલયજી | " વૃષભેશ્વરજી | ,, પ્રતિજાતકજી |
| ૧૯ ,, તુષારનાથજી | " શીતલતનજી | ,, જીતેન્દ્રજી |
| ૨૦ ,, ભુવનસ્વામીજી | " વિશ્વનાથજી | ,, તપોદ્યોતજી |
| ૨૧ ,, સુકુમાયજી | " મહાપ્રાયજી | ,, રત્નકિરણજી |
| ૨૨ ,, દેવાધિદેવજી | " નંદનાયજી | " લછણનાથજી |
| ૨૩ ,, અકારમજી | " તમોનિભજી | ,, દિવ્યસામજી |
| ૨૪ ,, વિનતાયજી | " બ્રહ્મવરજી | ,, સુપ્રસાદજી |

## પશ્ચિમ પુષ્કરાર્ધદ્વીપ ઐરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| | ભૂતકાલના ૨૪ | વર્તમાનકાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|---|
| ૧ | શ્રી ઉપશાંતજી | શ્રી ગંગકેયજી | શ્રી આદેશજી |
| ૨ | ,, ફાલ્ગુનજી | ,, મલ્લિવાસજી | ,, વૃદ્ધમાયજી |
| ૩ | ,, પુર્વાસજી | ,, ભીમજી | ,, વિનયાનંદજી |
| ૪ | ,, સુંદરજી | ,, દયાનાથજી | ,, મુનિભર્તજી |
| ૫ | ,, ગૌવરજી | ,, ભદ્રનાથજી | ,, ઇન્દ્રકાયજી |
| ૬ | ,, ત્રિવિક્રમજી | ,, સ્વામીજિનજી | ,, ચંદ્રકેતુજી |
| ૭ | ,, નરસિંહજી | ,, હનકનાથજી | ,, દ્વજદંતજી |
| ૮ | ,, ભરંવાસજી | ,, નંદબોધજી | ,, વસ્તુબોધજી |
| ૯ | ,, પરમસૌમ્યજી | ,, રૂપવિજયજી | ,, મુકિતગતિજી |
| ૧૦ | ,, સુખદાવરજી | ,, વજ્રનાભજી | ,, ધર્મબોધજી |
| ૧૧ | ,, અપાયજિનજી | ,, સંતોષજી | ,, દેવાંગજી |
| ૧૨ | ,, વિષિધાયજી | ,, સુધર્મજી | ,, મરિચજી |
| ૧૩ | ,, સિદ્ધિકજિનંજી | ,, ફનેશ્વરજી | ,, જીવનાથજી |
| ૧૪ | ,, માધાપ્રિયજી | ,, વીરચંદ્રજી | ,, જસોધરજી |
| ૧૫ | ,, અશ્વપાયજી | ,, સિદ્ધાનકજી | ,, ગૌતમજી |
| ૧૬ | ,, વિદ્યાધરજી | ,, સ્વચ્છનાથજી | ,, નભીસુધાજી |
| ૧૭ | ,, સુલોચનજી | ,, કોપછાયજી | ,, પ્રબોધકજી |
| ૧૮ | ,, મુનિદ્વીપજી | ,, અસુકાસુકજી | ,, સદાનિકજી |
| ૧૯ | ,, પુંડરીકજી | ,, ધર્મધામજી | ,, ચરિત્રનાથજી |
| ૨૦ | ,, ચિત્રગણજી | ,, શુકલસૈનજી | ,, સદાનંદજી |
| ૨૧ | ,, મતઇન્દ્રજી | ,, ક્ષેમંકરજી | ,, વેદરથજી |
| ૨૨ | ,, શ્રવકજી | ,, દયાસ્વામીજી | ,, સુધાનકજી |
| ૨૩ | ,, ભુરસ્વાયજી | ,, કીર્તિસાયજી | ,, જ્યોતિમૂર્તિજી |
| ૨૪ | ,, પુન્યાગજી | ,, શુભકરજી | ,, સુરારાધજી |

## પાંચ મહાવિદેહ ક્ષેત્રના ૧૬૦ તીર્થંકરોનાં નામો

| | જંબુદ્વીપના મહાવિદેહના ૩૨ | ધાતકીખંડ દ્વીપના પૂર્વ-મહાવિદેહના ૩૨ | ધાતકીખંડ દ્વીપના પશ્ચિમ-મહાવિદેહના ૩૨ |
|---|---|---|---|
| ૧ | શ્રી જયદેવજી | શ્રી વીરચંદ્રજી | શ્રી દત્તજી |
| ૨ | ,, કરણભદ્રજી | ,, વત્સસેનજી | ,, ભૂમિપતિજી |
| ૩ | ,, લક્ષ્મીપતિજી | ,, નલકાન્તજી | ,, મેરુદત્તજી |
| ૪ | ,, ગંગાધરજી | ,, મુજકેશજી | ,, સુમિત્રજી |
| ૫ | ,, વિશાલચંદ્રજી | ,, ઋકમાકજી | ,, સેનનાથજી |
| ૬ | ,, પ્રિયકરજી | ,, ક્ષેમંકરજી | ,, પ્રભાનંદજી |
| ૭ | ,, અમરધરજી | ,, મૃગાકજી | ,, પદ્માકરજી |
| ૮ | ,, શ્રીકૃષ્ણનાથજી | ,, મુનિમૂર્તિજી | ,, મહાઘોષજી |
| ૯ | ,, અનંતહૃદયજી | ,, વિમલચંદ્રજી | ,, ચંદ્રપ્રભજી |
| ૧૦ | ,, ગુણગુપ્તજી | ,, આગમિકજી | ,, ભૂમિપાલજી |
| ૧૧ | ,, પદ્મનાથજી | ,, દુષ્કરતપજી | ,, સુમતિસેનજી |
| ૧૨ | ,, જલધરજી | ,, વસુદ્વીપજી | ,, અતિઅચૂતજી |
| ૧૩ | ,, યુગાદિત્યજી | ,, મહલ્લનાથજી | ,, તીર્થભૂતજી |
| ૧૪ | ,, વરદત્તજી | ,, વનદેવજી | ,, લલિતાગજી |
| ૧૫ | ,, ચંદ્રકેતુજી | ,, ખલભૂતજી | ,, અમરચંદ્રજી |
| ૧૬ | ,, મહાકાયજી | ,, અમૃતવાહનજી | ,, સમાધિનાથજી |
| ૧૭ | ,, અમરકેતુજી | ,, પૌર્ણિમેન્દ્રજી | ,, મુનિચંદ્રજી |
| ૧૮ | ,, અરણ્યવાસજી | ,, રેવાક્તિજી | ,, મહેન્દ્રજી |
| ૧૯ | ,, હરિહરજી | ,, કલ્પશાખજી | ,, શશાકજી |
| ૨૦ | ,, રામચંદ્રજી | ,, નલનાદિત્તજી | ,, જગદીશ્વરજી |
| ૨૧ | ,, શાતિદેવજી | ,, વિદ્યાપતિજી | ,, દેવેન્દ્રજી |
| ૨૨ | ,, અનન્તકૃતજી | ,, સુપાર્શ્વજી | ,, ગુણનાથજી |
| ૨૩ | ,, ગજેન્દ્રપ્રભજી | ,, ભાનુનાથજી | ,, નારાયણજી |
| ૨૪ | ,, સાગરચંદ્રજી | ,, પ્રભંજનજી | ,, કપિલનાથજી |
| ૨૫ | ,, મહેશ્વરજી | ,, વિશિષ્ટનાથજી | ,, પ્રભાકરજી |
| ૨૬ | ,, લક્ષ્મીચંદ્રજી | ,, જલપ્રભુજી | ,, જિનરક્ષિતજી |
| ૨૭ | ,, ઋષભનાથજી | ,, મહાભીમજી | ,, સકલનાથજી |
| ૨૮ | ,, સૌમ્યકાન્તજી | ,, ઋષિપાલજી | ,, સીલારનાથજી |
| ૨૯ | ,, નેમીભદ્રજી | ,, કુંડદતજી | ,, ઉદ્યોતનાથજી |
| ૩૦ | ,, અજીતભદ્રજી | ,, મહાવીરજી | ,, વજ્રધરજી |
| ૩૧ | ,, મહીધરજી | ,, મૃતાનન્દજી | ,, સહસ્રધરજી |
| ૩૨ | ,, રાજેન્દ્રેશ્વરજી | ,, તીર્થેશ્વરજી | ,, અશોકદત્તજી |

## પુષ્કરાર્ધ દ્વીપના પૂર્વ મહાવિદેહના ૩૨

૧ શ્રી મેઘવાહનજી
૨ ,, જીવરક્ષકજી
૩ ,, મહાપુરુષજી
૪ ,, પાપહરજી
૫ ,, મૃગાંકજી
૬ ,, સુરસિંહજી
૭ ,, જગત્પૂજ્યજી
૮ ,, સુમતિનાથજી
૯ ,, મહામહેન્દ્રજી
૧૦ ,, અમરભૂતિજી
૧૧ ,, કુમારચંદ્રજી
૧૨ ,, વીરસેનજી
૧૩ ,, રમણનાથજી
૧૪ ,, સ્વયંભૂનાથજી
૧૫ ,, અચલનાથજી
૧૬ ,, મકરકેતુજી
૧૭ ,, સિદ્ધાર્થનાથજી
૧૮ ,, સફરનાથજી
૧૯ ,, વિજયદેવજી
૨૦ ,, નરસિંહનાથજી
૨૧ ,, સીતાનંદજી
૨૨ ,, વૃંદાકરજી
૨૩ ,, ચંદ્રતપજી
૨૪ ,, ચંદ્રગુપ્તજી
૨૫ ,, દઢરથનાથજી
૨૬ ,, મહાયશજી
૨૭ ,, ઉષ્માકજી
૨૮ ,, પ્રદ્યુમ્નજી
૨૯ ,, મહાતેજજી
૩૦ ,, પુષ્પકેતુજી
૩૧ ,, કામદેવજી
૩૨ ,, સમરકેતુજી

## પુષ્કરાર્ધ દ્વીપના પશ્ચિમ મહાવિદેહના ૩૨

શ્રી પ્રસન્નચંદ્રજી
,, મહાસેનજી
,, વજ્રનાથજી
,, સુવર્ણબાહુજી
,, કુરુવિંદજી
,, વજ્રવીર્યજી
,, વિમલચંદ્રજી
,, યશોધરજી
,, મહાબલજી
,, વજ્રસેનજી
,, વિમલબોધજી
,, ભીમનાથજી
,, મેરુપ્રભજી
,, ભદ્રગુપ્તજી
,, સુદૃઢસિંહજી
,, સુવ્રતનાથજી
,, હરિશ્ચન્દ્રજી
,, પ્રતિમાધારજી
,, પ્રતિશ્રેયજી
,, પ્રતિસેણજી
,, કનકકેતુજી
,, અજિતવીરજી
,, ફાલ્ગુમિત્રજી
,, બ્રહ્મભૂતજી
,, હિતકરજી
,, વરુણદત્તજી
,, યશકીર્તિજી
,, નાગેન્દ્રકીર્તિજી
,, મહીકૃતબ્રહ્મજી
,, મહેન્દ્રજી
,, વૃદ્ધમાનજી
,, સુરેન્દ્રદત્તજી

* આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં વર્તમાનકાળના બીજા તીર્થંકર શ્રી અજિતનાથજીના સમયમા થયેલા ઉત્કૃષ્ટપદે ૧૭૦ તીર્થંકરોના નામ કહ્યા તેમાંથી ૧૬ તીર્થંકર તો નીલમ જેવા શ્યામ વર્ણના થયા, ૩૮ પન્ના જેવા લીલા વર્ણના થયા, ૩૦ માણેક જેવા લાલ વર્ણના થયા, ૩૬ સુવર્ણ જેવા પીળા રંગના અને ૫૦ હીરા જેવા સફેદ રંગના થયા, એમ ગ્રંથકારનું કથન છે.

## વર્તમાનકાલમાં પંચમહાવિદેહ ક્ષેત્રમાં ૨૦ તીર્થંકરો છે.

પ્રથમ તીર્થંકર શ્રી સીમંધર સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુ પર્વતથી પૂર્વ દિશાના મહાવિદેહ ક્ષેત્રની ૮ મી પુષ્કલાવતી નામની વિજયની પુંડરીકગણી નગરીના શ્રેયાસ રાજાની સતયકી રાણીની કુક્ષિએ ઉત્પન્ન થયા એમને વૃષભનુ લક્ષણ છે અને સ્ત્રીનુ નામ રુકમણી.

૨. શ્રી યુગમંદિર સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુ પર્વતથી પશ્ચિમ દિશાના મહાવિદેહ ક્ષેત્રની ૨૫મી વિપ્રાવિજયની વિજયાનગરીના સુસઢ રાજાની સુતારા રાણીથી થયા. એમને બકરાનું લક્ષણ છે અને સ્ત્રીનુ નામ પ્રિયંગમા.

૩. શ્રી સુબાહુ સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુથી પૂર્વના મહાવિદેહ ક્ષેત્રની ૯મી વચ્છ વિજયની સુસીમા નગરીના સુગ્રીવ રાજાની વિજયાદેવી રાણીથી થયા, લક્ષણ મૃગનું. સ્ત્રીનું નામ મોહના.

૪. શ્રી સુબાહુસ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુ પર્વતથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૪મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના નિષધ રાજાની વિજયા રાણીથી થયા. મર્કટ(વાંદરા)નુ ચિહ્ન અને સ્ત્રીનું નામ કિંપુરિષા.

૫. શ્રી સુજાત સ્વામીજી પૂર્વધાતકી ખંડ દ્વીપના વિજય મેરુથી પૂર્વ દિશા મહાવિદેહ ક્ષેત્રની ૮મી પુષ્કલાવતી વિજયની પુંડરીકગણી નગરીના દેવસેન રાજાની દેવસેના રાણીથી થયા, એમનુ ચિહ્ન સૂર્યનું અને સ્ત્રીનું નામ જયસેના.

૬. શ્રી સ્વયંપ્રભ સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૫મી વિપ્રા વિજયની વિજયા નગરીના ચિત્રભુવન રાજાની સુમંગલા રાણીથી થયા. લક્ષણ ચંદ્રનું અને સ્ત્રીનું નામ વીરસેના

૭. શ્રી ઋષભાનન સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પૂર્વના મહાવિદેહ ક્ષેત્રની ૯મી વચ્છ વિજયની સુસીમા નગરીના કીર્તિરાજાની વીરસેના રાણીથી થયા. લક્ષણ સિંહનું અને સ્ત્રીનુ નામ જયવંતી.

---

* ઉત્કૃષ્ટ ૧૭૦ તીર્થંકરોનો મેળ આવી જાય તેવી રીતે થાય છે :- ૫ ભરતના, ૫ ઐરવતના, ૧૬૦ મહાવિદેહના, કુલ ૧૭૦. જ્યારે ઉત્કૃષ્ટ તીર્થંકરો તીર્થંકર પદમા હોય ત્યારે આ પ્રમાણે હોય છે. દરેક ભરતમાં એકેક, દરેક ઐરવતમા એકેક, મહાવિદેહના દરેક વિજયમા એકેક. જ્યારે ભરત ઐરવતમાં તીર્થંકર ન હોય અને મહાવિદેહમા ઉત્કૃષ્ટા હોય તો ૧૬૦ હોય. જ્યારે ભરત ઐરવતમા તીર્થંકર ન હોય અને મહાવિદેહમા જઘન્ય પદે હોય તો ૨૦ તીર્થંકર હોય જેમ અત્યારે છે.

૮. શ્રી અનંતવીર્ય સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૪મી નલિનાવતી વિજયની વીતશોકા નગરીના મેઘરાજાની મંગલા રાણીથી થયા. લક્ષણ બકરાનું અને સ્ત્રીનું નામ વિજયવતી.

૯. શ્રી સૂરપ્રભસ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરુની પૂર્વ દિશાના મહાવિદેહ ક્ષેત્રની ૮મી પુષ્કલાવતી વિજયની પુંડરીકગણી નગરીના નાગ રાજાની ભદ્રારાણીથી થયા. તેમને સૂર્યનું લક્ષણ છે અને સ્ત્રીનું નામ નિર્મલા.

૧૦. શ્રી વિશાલપ્રભસ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરુથી પશ્ચિમના મહાવિદેહ ક્ષેત્રમાં ૨૫મી વિપ્રાવિજયની વિજયા નગરીના વિજય રાજાની વિજયાદેવી રાણીથી થયા. લક્ષણ ચંદ્રમાનું અને સ્ત્રીનું નામ નંદસેના.

૧૧. શ્રી વજ્રધર સ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરુથી પૂર્વના મહાવિદેહની ક્ષેત્રની ૯મી વચ્છવિજયની સુસીમા નગરીના પદ્મરથ રાજાની સરસ્વતી રાણીથી થયા. એમને વૃષભનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ વિજયાદેવી.

૧૨. શ્રી ચંદ્રાનન સ્વામીજી પશ્ચિમાધતકીખંડ દ્વીપના અચલમેરુથી પશ્ચિમ મહાવિદેહની ૨૪મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના વાલ્મિક રાજાની પદ્માવતી રાણીથી થયા. એમને વૃષભનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ લીલાવતી.

૧૩. શ્રી ચંદ્રબાહુ સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરુથી પૂર્વ મહા–વિદેહની ૮મી પુષ્કલાવતી વિજયની પુંડરીકગણી નગરીના દેવકર રાજાની યશોજ્જવલ રેણુકા રાણીથી થયા. તેમને પદ્મકમલનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ સુંધરાદેવી.

૧૪. શ્રી ઈશ્વર સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરુથી પશ્ચિમ મહાવિદેહની ૨૫મી વિપ્રાવિજયની વિજયનગરીના કુલસેન રાજાની યશોજ્જવલા રાણીથી થયા. એમને ચંદ્રમાનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ ભદ્રાવતી.

૧૫. શ્રી ભુજંગ સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરુથી પૂર્વ મહાવિદેહની ૯મી વચ્છવિજયની સુસીમા નગરીના મહાબલ રાજાની મહિમાવતી રાણીથી થયા. એમને પદ્મકમલનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ ગર્વસેના.

૧૬. શ્રી નેમપ્રભુ સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરુથી પશ્ચિમ મહાવિદેહની ૨૪મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના વીરસેન રાજાની સેનાદેવી રાણીથી થયા. એમને સૂર્યનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ મોહનાદેવી.

૧૭. શ્રી વીરસેન સ્વામીજી પશ્ચિમ પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરુથી પૂર્વ મહાવિદેહની ૮મી પુષ્કલાવતી વિજયની પુંડરીકગણી નગરીના ભૂમિપાલ રાજાની ભાનુમતી રાણીથી થયા. એમને વૃષભનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ રાજસેના.

૧૮. શ્રી મહાભદ્ર સ્વામીજી પશ્ચિમ પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરુથી પશ્ચિમ મહાવિદેહની ૨૫મી વિપ્રાવિજયની વિજયા નગરીના દેવસેન રાજાની ઉમાદેવી રાણીથી થયા એમને હાથીનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ સૂર્યકાંતા.

૧૯. શ્રી દેવસેન સ્વામીજી પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરુથી પૂર્વ મહાવિદેહની ૯મી વચ્છવિજયની સુસીમા નગરીના સર્વાનુભૂતિ રાજાની ગંગાદેવી રાણીથી થયા એમને ચંદ્રમાનું લક્ષણ છે, અને સ્ત્રીનુ નામ પદ્માવતી.

૨૦. શ્રી અજિતવીર્ય સ્વામીજી પશ્ચિમ પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરુથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૪મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના રાજપાલ રાજાની કનની રાણીથી થયા. એમને લક્ષણ સ્વસ્તિકનુ છે, અને સ્ત્રીનું નામ રત્નમાલા.

ઉપર્યુક્ત વીશે વિરહમાન તીર્થંકરોના જન્મ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં, સત્તરમા શ્રી કુંથુનાથજીના નિર્વાણ થયા બાદ એક જ સમયમા થયા અને વીશમા શ્રી મુનિ-સુવ્રતજીના નિર્વાણ ગયા બાદ વીશે તીર્થંકરોએ એકી સાથે દીક્ષા અંગીકાર કરી અને વીશેય એક મહિના સુધી છદ્મસ્થ રહીને કેવલજ્ઞાની થયા. અને વીશેય ભવિષ્યકાલની ચોવીશીના ૭મા તીર્થંકર શ્રી ઉદયનાથજીના મોક્ષે ગયા બાદ એકી સાથે મોક્ષે જશે. એ વીશેય વિહરમાન તીર્થંકરોનું દેહમાન ૫૦૦ ધનુષ્યનુ અને આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું છે. જેમાં ૮૩ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા અને એક લાખ પૂર્વ સંયમ પાળી મોક્ષે પધારશે. એ વીશેય વર્તમાન તીર્થંકરોના ૮૪–૮૪ ગણધરો છે, દસ દસ લાખ કેવલજ્ઞાની છે, એક એક અબજ સાધુઓ છે, અને એક એક ક્રોડ સાધ્વીઓ છે. એમ બધાયના કુલે મળી બે ક્રોડ કેવલજ્ઞાની, બે હજાર ક્રોડ સાધુ અને બે હજાર ક્રોડ સાધ્વીઓની સંખ્યા છે. એ વીશે તીર્થંકર જે સમયે મોક્ષે પધારશે તે જ સમયે બીજી વિજયમાં જે જે તીર્થંકરો* ઉત્પન્ન થયા હશે તે દીક્ષા ગ્રહણ કરી તીર્થંકરપદ પ્રાપ્ત

* જઘન્ય ૨૦ તીર્થંકરોથી કદી પણ ઓછા હોય જ નહિ એટલે વર્તમાનના ૨૦ તીર્થંકરોના મોક્ષે ગયા બાદ એ જ વખતે બીજા વીશ તીર્થંકરપદને પ્રાપ્ત થવા જ જોઈએ આ હિસાબે એક તીર્થંકર ગૃહસ્થાવાસમા એક લાખ પૂર્વનુ આયુષ્ય પૂર્ણ કરે ત્યારે બીજા ક્ષેત્રમા બીજા તીર્થંકરનો જન્મ થઈ જ જવો જોઈએ અને તે પણ એક લાખ પૂર્વના થાય ત્યારે અન્ય ક્ષેત્રમા ત્રીજા તીર્થંકરનો જન્મ પણ થઈ જ જવો જોઈએ. આ પ્રમાણે કોઈ એક લાખ પૂર્વના આયુષ્યવાળા, કોઈ બે લાખ પૂર્વના આયુષ્યવાળા એ જ પ્રમાણે કોઈ ૮૩ લાખ પૂર્વના આયુષ્યવાળા એમ એક એક તીર્થંકરની પાછળ ૮૩–૮૩ તીર્થંકર ગૃહસ્થાવાસમા રહે છે અને એક તીર્થંકરપદ ભોગવતા હોય છે. જ્યારે ચોરાસીમા મોક્ષે ચાલ્યા જાય ત્યારે ૮૩ મા, અન્ય ક્ષેત્રમા તીર્થંકરપદને પ્રાપ્ત કરે છે અને કોઈ અન્ય ક્ષેત્રમાં એક તીર્થંકરનો જન્મ થાય છે. એમ એક એક તીર્થંકર પાછળ ૮૩–૮૩ તીર્થંકરો ગૃહસ્થાવાસમા હોવાથી ૨૦ તીર્થંકરોની પાછળ ૮૩×૨૦ કુલે ૧૬૬૦ તીર્થંકર ગૃહસ્થાવાસમા અને ૨૦ તીર્થંકર પદ ભોગવતા હોય એમ ૧૬૮૦ તીર્થંકર ઓછામા ઓછા એક જ વખતે હોવા જોઈએ. આટલા તીર્થંકર હોવા છતા પણ ક્યારેય તેઓ પરસ્પર મળતા નથી. એ રીત અનાદિ કાલથી ચાલી આવે છે અને ભવિષ્યમા પણ અનંતકાલ સુધી એ જ રીત ચાલતી રહેશે.

કરશે એ ક્રમ અનાદિ કાલથી ચાલ્યો આવે છે. અને આગળ પણ અનંતા કાળ સુધી ચાલશે, અર્થાત્ જઘન્ય (ઓછામાં ઓછા) ૨૦ તીર્થંકરોથી તો ઓછા અને ઉત્કૃષ્ટ (વધારેમા વધારે) ૧૬૦ તીર્થંકરથી વધારે ભવિષ્યમાં કદી પણ થશે નહિ. એમ અનંતા તીર્થંકર ભૂતકાલમાં થઈ ગયા. ૨૦ વર્તમાનકાલમા છે અને અનંતા તીર્થંકર ભવિષ્યકાલમાં થશે.

સર્વે તીર્થંકરોનું જઘન્ય આયુષ્ય ૭૨ વર્ષનું, એથી ઓછું હોય જ નહિ. અને ઉત્કૃષ્ટું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું, એથી વધારે પણ ન જ થાય. સર્વે તીર્થંકરોનું દેહમાન જઘન્ય ૭ હાથનું+ હોય છે. એથી ઓછું ન જ હોય. ઉત્કૃષ્ટું ૫૦૦ ધનુષ્યનું એથી વધારે પણ થાય. સર્વે તીર્થંકરોના શરીર રજ, મેલ, પરસેવો, કફ, શ્લેષ્મ (નાકનો મેલ) કાગરેખા આદિ દુર્લક્ષણો અને તિલ, મસા આદિ દુર્વ્યંજનોથી રહિત અને ચન્દ્ર, સૂર્ય, ધ્વજા, કુંભ, પર્વત, મગર, સાગર, ચક્ર, શંખ સ્વસ્તિક વગેરે ૧૦૦૮ ઉત્તમોત્તમ લક્ષણોથી અલંકૃત સૂર્યસમા પ્રકાશક, નિર્ધૂમ અગ્નિ માફક તેજસ્વી અને અતિ મનોહર હોય છે.

શ્લોક-(વસંતતિલકા છંદ)

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥

અર્થ—જેમ ગ્રહ, નક્ષત્ર, તારાઓને જન્મ આપનારી તો અનેક દિશાઓ છે, પરન્તુ સૂર્યને જન્મ આપનારી માત્ર પૂર્વ દિશા જ છે તે જ પ્રમાણે પુત્રનો પ્રસવ કરનારી અનેક માતાઓ વિશ્વમાં છે. પણ તીર્થંકર સમા પુત્રરત્ન પેદા કરનાર તો માત્ર એક તીર્થંકરની જ માતા હોય છે. અન્ય કોઈ પણ સ્ત્રી આવા પુત્રરત્નને જન્મ નથી આપી શકતી એટલે કે આ જગતમાં તીર્થંકર તુલ્ય બીજું કોઈ હોતું જ નથી-

આવા અનંતાનંત ગુણોના ધારક, સકળ પાપોના નાશક, અખિલ વિશ્વના સુધારક, નરેન્દ્ર, સુરેન્દ્ર, મુનીન્દ્ર વગેરે ત્રિજગતના વંદનીય, પૂજનીય, અરિહંત ભગવાન મહાપુરુષ હોય છે.

---

+ શાસ્ત્રમાં જીવોની અવગાહના(દેહપ્રમાણ)નું જે પ્રમાણ બતાવ્યું છે તે આ વર્તમાન પાંચમા આરાનાં ૧૦૫૦૦ વર્ષ પસાર થશે, એટલે કે પાંચમો આરો અર્ધો વ્યતીત થઈ જશે ત્યારે જે મનુષ્ય હશે તેમના હાથના પ્રમાણથી કહેવામા આવ્યું છે. એ જ માપથી ઉક્ત તીર્થંકરોનું દેહપ્રમાણ જાણવું. અને એમ તો તીર્થંકરો પોતપોતાની આંગળીના પ્રમાણથી ૧૦૮ આંગળ ઊંચા હોય છે.

આર્યા છંદઃ—

तित्थयरा मे पसीयन्तु, कित्तियवंदिय महिया
जे ए लोगस्स उत्तमा सिद्धा आरुग्गबोहिलामं
समाहिवरमुत्तमं दिंतु ॥

જે સર્વ લોકમાં ઉત્તમ, સિદ્ધસ્થાનને પ્રાપ્ત થનાર તીર્થંકર ભગવાન છે તેમની હું વચન થકી કીર્તિ ગાઉં છું. કાયા થકી વંદના–નમસ્કાર કરું છું, મન થકી પૂજા–મહિમા કરું છું. અહો તીર્થંકર ભગવાન! મુજ પર પ્રસન્ન થઈને રોગરહિત સમકિત અને ઉત્તમ, પ્રધાન સમાધિ મને અર્પણ કરો.

શાસ્ત્રોદ્ધારક બાલ બ્રહ્મચારી ઋષિ સંપ્રદાયાચાર્ય
સ્વ. મુનિશ્રી અમોલખઋષિજી મહારાજ દ્વારા વિરચિત
'શ્રી જૈનતત્ત્વપ્રકાશ'નું 'અરિહંતસ્તવ' નામક

પ્રથમ અધ્યયન સમાપ્ત

卐

# સુદર્શન મેરુ પર્વત
:૧૦૦૦૦૦ યોજન ઉંચો છે




'સિધ્ધ પદાર્થ વિજ્ઞાન' નામનું પુસ્તક અમદાવાદ ગવર્નમેન્ટ પ્રેસમાં છપાયેલ છે જેમા કેપ્ટન સ્કોર્સબીએ દુરબીનથી એક પાણીના ટીપામાં ૩૬૪૫૦ જીવો હાલતા ચાલતા જોયા તેનું આ ચિત્ર છે.



નોટ:—ઉપરના જળબિંદુના ચિત્રમાં બતાવેલા જીવો ત્રસ જીવ છે. પાણીના જીવો તો જળરૂપજ છે. તેથી તેની ગણતરી થઈ શકે નહી. એક ટીપામાં ત્રસજીવો ૩૬૪૫૦ હોય એમ પ્રત્યક્ષ છે તો સર્વજ્ઞના કથન મુજબ પાણીના જીવો પણ અસખ્યાતા હોઇ શકે, એમ સિદ્ધ થાય છે.

## પંચેન્દ્રિય જીવો



























## બે ઈન્દ્રિય જીવો




























## તે ઈન્દ્રિય જીવો
































# પ્રકરણ બીજું

## " સિદ્ધ "

सिवमयलमरुयमणंतमक्खयमव्वाबाहं,
अपुणराविचि, सिद्धिगइ नामधेयं ॥

**અર્થ**— 'સિવં' જ્યાં શીત, ઉષ્ણ ક્ષુધા, પિપાસા આદિ તથા દંશ, મચ્છર, સર્પ વગેરે કોઈ પણ પ્રકારના ઉપદ્રવ નથી તથા 'અયલં' જ્યાં કદી પણ હલન ચલન નથી અર્થાત્ જે અચલ છે. તથા 'અરુયં' જ્યાં કોઈ પ્રકારના રોગની ઉત્પત્તિ નથી. 'અણંતં' જે અંતરહિત છે. 'અક્ખયં' જે ક્ષયરહિત છે. તથા 'અવ્વાબાહં' જ્યાં શારીરિક (રોગાદિ) માનસિક (શોકાદિ) બાધા પીડા નથી 'અપુણરાવિત્તિ' જ્યાં પહોંચ્યા પછી પ્રાણીને સંસારમા આવી ફરી ભ્રમણ (જન્મ, મરણ) કરવું પડતું નથી, એવું નિરામય, પરમાનંદ, પરમસુખનું ધામ, જે લોકના અગ્રભાગે છે તેને 'સિદ્ધગતિ' અથવા 'મોક્ષ' કહે છે અને ત્યાં જે પરમાત્મા રહે છે તેને સિદ્ધ ભગવાન કહે છે.

**પ્રશ્ન ગાથા :**—कहिं पडिहया सिद्धा, कहिं सिद्ध पतिट्ठिया ।
कहिं वोंदी चइत्ताणं, कत्थगत्ताणसिज्झइ ॥

**અર્થ**— અહો ભગવન્! સિદ્ધ ભગવાન ક્યાં જઈ થોભ્યા છે? ક્યાં જઈ સિદ્ધ ભગવાન સ્થિર થયા છે? સિદ્ધ ભગવાને શરીર ક્યાં છોડયું છે? અને સિદ્ધ ભગવાન ક્યાં જઈ સિદ્ધ થયા છે?

**ઉત્તર-ગાથા**—अलोए पडिहया सिद्धा लोअग्गेय पतिट्ठिया ।
इहं वोंदी, चइत्ताणं, तत्थ गंतूण सिज्झइ ॥ २ ॥ ઉવવાઇ સૂત્ર.

**અર્થ**—હે શિષ્ય! અલોક લાગતાં સિદ્ધ ભગવાન રોકાયેલ છે. અને લોકના અગ્રભાગમાં જઈને સિદ્ધ ભગવાન સ્થિરરૂપે રહેલા છે. અને જે સિદ્ધ ભગવાન થયા છે તેમણે આ લોકમાં દેહનો ત્યાગ કર્યો છે અને લોકના અગ્રભાગે જઈને સિદ્ધ થયા છે.

ઉપરના કથનના જાણવાથી એ પ્રશ્ન ઊઠવો સ્વાભાવિક છે કે જે લોકના અગ્રસ્થાનમાં સિદ્ધ છે તે લોક શું છે અને કેવા આકારવાળો છે?

### લોકાલોકનું વર્ણન

લોક શબ્દ 'લુક્' ધાતુથી બન્યો છે જેનો અર્થ 'જોવુ' થાય છે અર્થાત્ જે જોવામાં આવે છે તેને લોક કહેવો અને તેનો પ્રતિપક્ષી અર્થાત્ જે ન જોઈ શકાય તે અલોક કહેવાય છે.

અલોક અનંતાનંત, અપરંપાર, અખંડ, અમૂર્તિક, કેવળ આકાશાસ્તિકાય(પોલાણ) મય છે અને જેમ કોઈ વિશાળ સ્થાનમા શીકું લટકાવ્યું હોય તેમ અલોકના મધ્યમાં લોક રહેલો છે. વિવાહપ્રજ્ઞપ્તિ સૂત્રમાં કહ્યું છે કે જેમ જમીન ઉપર એક કોડિયું ઊંધું

રાખીને એના ઉપર બીજું સુલટું કોડિયું મુકાય અને વળી એના ઉપર ત્રીજું ઊલટું કોડિયું મુકવાથી જેવો આકાર બને તેવો આકાર આ લોકનો છે અને આ લોક નીચે તો ૭ રજ્જુ+ પહોળો છે; ત્યાંથી ઉપરની બાજુ અનુક્રમથી પ્રદેશ પ્રદેશ ઓછા થતા થતા સાત રજ્જુ ઉપર આવે ત્યાં (બન્ને કોડિયાના સંધિ ભાગમા) એક રજ્જુ પહોળો રહી ગયો છે. આગળ ક્રમથી વધતા વધતાં (બીજા અને ત્રીજા કોડિયાના સંધિસ્થાને) ૩॥ રજ્જુ ઉપર આવે ત્યારે પાંચ રજ્જુ પહોળો છે અને આગળ ક્રમશઃ ઘટતાં ઘટતાં (ત્રીજા કોડિયાના ઉપરના અંતના છેડે) ૩॥ રજ્જુ આવે ત્યાં એક રજ્જુ પહોળો છે. એમ સંપૂર્ણ લોક નીચેથી ઉપર સુધી સીધો ૧૪ રજ્જુનો લાંબો અને ઘનાકારના માપથી ૩૪૩ ઘન રજ્જુ પ્રમાણ થાય છે. [અર્થાત્ સંપૂર્ણ લોકના વિષમ સ્થાનને સમ કરવાથી ૭ રજ્જુ લાંબો, ૭ રજ્જુ પહોળો અને ૭ રજ્જુ જાડો થાય છે. એ પ્રમાણે ઘનાકારમાં ૭×૭×૭=૩૪૩ રજ્જુ થાય છે અર્થાત્ એક રજ્જુ લાંબા, એક રજ્જુ પહોળા અને એક રજ્જુ જાડા એવા ખંડની કલ્પના કરીએ તો લોકના એવા ૩૪૩ ખંડ (કટકા) થઈ શકે].

જેમ ઝાડ છાલથી ઢંકાયેલ હોય છે તેમ સંપૂર્ણ લોક પણ ત્રણ પ્રકારનાં આવરણોથી પરિવેષ્ટિત છે. પહેલું આવરણ ઘનોદધિ(જામેલું પાણી)નું છે. જે નીચેના મધ્ય ભાગમાં ૨૦૦૦ યોજનનુ* પહોળું છે. નીચેના બન્ને ખૂણામાં ૭ યોજન પહોળું અને ઉપરના

---

+ **રજ્જુ પ્રમાણ**— ૩,૮૧,૨૭,૯૭૦ એટલા મણના વજનને એક ભાર કહે છે. એવા ૧૦૦૦ ભાર લોઢા ગોળાને કોઈ દેવતા ઉપરથી નીચે નાખે ત્યારે તે ગોળો ૬ માસ, ૬ દિવસ, ૬ પ્રહર અને ૬ ઘડીમા જેટલુ ક્ષેત્ર પસાર કરી નીચે આવે તેટલા ક્ષેત્રને એક રજ્જુ કહેવો જોઈએ.

* **યોજનનું પ્રમાણ**—જેના બે ભાગની કલ્પના પણ ન થઈ શકે તેને પરમાણુ કહે છે. એવા અનંત સૂક્ષ્મ પરમાણુના સંયોગથી એક બાદર પરમાણુ થાય છે. અનંત બાદર પરમાણુ જેટલુ એક ઉષ્ણશ્રેણિક (ગરમીનું) પુદ્ગલ, ૮ ઉષ્ણશ્રેણિક પુદ્ગલ જેટલુ મોટુ એક શીતશ્રેણિક (ઠંડીનુ) પુદ્ગલ, ૮ શીતશ્રેણિક જેટલુ મોટુ એક ઊર્ધ્વરેણુ, ૮ ઊર્ધ્વરેણુ જેટલું એક ત્રસરેણુ (ત્રસ જીવના ચાલવાથી જે ધૂળ ઊડે તે), ૮ ત્રસરેણુ જેટલુ મોટુ એક રથરેણુ (રથ ચાલવાથી ધૂળ ઊડે તે) ૮ રથરેણુ જેટલુ મોટુ એક દેવકુરુ ઉત્તરકુરુ ક્ષેત્રના મનુષ્યનો વાલાગ્ર. ૮ દેવકુરુ ઉત્તરકુરુક્ષેત્રના મનુષ્યના વાલાગ્ર જેટલો મોટો એક હરિવાસ રમ્યક્વાસ ક્ષેત્રના મનુષ્યનો વાલાગ્ર, તેવા ૮ વાલાગ્ર જેટલો મોટો એક હેમવય એરણ્યવય ક્ષેત્રના મનુષ્યોનો વાલાગ્ર, તેવા ૮ વાલાગ્ર જેટલો મોટો એક પૂર્વ મહાવિદેહ પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રના મનુષ્યનો વાલાગ્ર અને તેવા ૮ વાલાગ્ર જેટલી જાડી એક લીખ. અને ૮ લીખ જેટલી જાડી એક જૂ, ૮ જૂ જેટલો જાડો એક જવ, ૮ જવ જેટલો જાડો એક આગળ, ૬ આગળની એક મુઠ્ઠી, ૨ મુઠ્ઠીની એક વેંત, ૨ વેંતનો એક હાથ, ૨ હાથનો ૧ ગજ અને ૨॥ ગજનો એક ધનુષ્ય, ૨૦૦૦ ધનુષ્યનો એક ગાઉ, ૪ ગાઉનો ૧ યોજન. એ યોજન અશાશ્વત વસ્તુના માપથી છે. અને ૪૦૦૦ ગાઉનો એક યોજન શાશ્વત વસ્તુના પ્રમાણથી છે. આ પ્રમાણે સર્વ સ્થળે યોજનના સંબંધમા સમજવું.

બન્ને ખૂણામા ૫ યોજન પહોળુ, ઉપરના મધ્યમાં ૨ ગાઉ પહોળું છે. બીજું આવરણ ઘનવાત(જામેલી-હવા)નું છે. નીચેના મધ્ય ભાગમાં ૨૦,૦૦* યોજન પહોળું, નીચેના બન્ને ખૂણામાં પાચ યોજન પહોળું, ઉપરના મધ્યમાં ૪ યોજન પહોળું, ઉપર બન્ને કોડિયાના સંધિસ્થાને ૫ યોજન પહોળું, ઉપરના બન્ને ખૂણામાં ૪ યોજન પહોળું અને ઉપરના મધ્યમાં ૧ ગાઉ પહોળું હોય છે. ત્રીજું આવરણ તનવાત (પાતળી હવા) નીચેના મધ્યમાં ૨૦,૦૦૦ યોજન પહોળું, નીચેના બન્ને ખૂણામાં ૪ યોજન પહોળું, ઉપરના મધ્યમાં ૩ યોજન પહોળું, ઉપરના બન્ને કોડિયાના સંધિસ્થાને ૪ યોજન પહોળું, ઉપરના બન્ને ખૂણામાં ૩ યોજન પહોળું, ઉપરના મધ્યમાં ૧૫૭૫ ધનુષ્ય પહોળું છે ત્યાં સિદ્ધ ભગવંત વિરાજી રહ્યા છે.

જેમ ઘરના મધ્ય ભાગમાં થાંભલો ઊભો હોય છે, તેમ લોકના મધ્ય ભાગમાં એક રજ્જુ પહોળી અને ૧૪ રજ્જુ નીચેથી ઉપર સુધી લાંબી ત્રસનાલ છે. *ત્રસનાલની અંદર ત્રસ અને સ્થાવર બન્ને પ્રકારના જીવ છે. બાકીના લોકનો બધો ભાગ કેવળ સ્થાવર જીવોથી ભરાયેલો છે.

એ લોકના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. અધો (નીચો) લોક, મધ્ય (વચલો) લોક, ઊર્ધ્વ (ઊંચો) લોક, એમાં પહેલા અધોલોકનું વર્ણન કરવામા આવશે

## અધોલોકનું વર્ણન

### (નરકનું વર્ણન)

લોકની નીચે અલોકની ઉપર આવરણની અંદર એક રજ્જુ ઊંચી અને ૪૯ રજ્જુના ઘનાકાર વિસ્તારમાં ૭મી માઘવતી (તમતમા પ્રભા) નામનું નરક છે. એમા ૧૦,૮,૦૦૦ યોજન જાડો પૃથ્વીમય પિંડ છે. એમાંથી પરાા હજાર યોજન ઉપર છોડીને વચમા ૩ હજાર યોજનની પોલાર છે, તેમાં એક પાથડો (ગુફા જેવી જગ્યા) છે. જેમા કાલ, મહ કાલ, રુદ્ર, મહારુદ્ર અને અપઈઠ નામક પાંચ નરકાવાસ, (નેરઈઆ) ×(નરકના જીવો)ને રહેવાના સ્થાન છે જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત 'નેરઈઆ' છે. જેમનુ ૫૦૦ ધનુષ્યનુ દેહમાન અને જઘન્ય ૨૨ સાગરોપમ, ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમનું આયુષ્ય છે.

* ત્રસનાલની બહાર ત્રસજીવ ત્રણ કારણોથી રહી શકે છે: (૧) કોઈ ત્રસજીવે ત્રસનાલની બહાર સ્થાવરજીવમાં ઉત્પન્ન થવાનું આયુષ્ય બાધ્યુ તે મારણાન્તિક સમુદ્ઘાત કરે ત્યારે આત્મપ્રદેશના તન્તુ ત્રસનાલની બહાર પ્રસરે ત્યારે (૨) ત્રસનું આયુ બાધી વિગ્રહ ગતિથી સ્થાવર નાડીમા તીરછો જાય અને વક્રગતિથી બીજે અથવા ત્રીજે સમય ત્રસ નાડીમા ઉત્પન્ન થાય ત્યારે, (૩) કેવલી સમુદ્ઘાત કરતી વખતે ૪થા અથવા ૫મા સમયે સર્વલોકમા પ્રદેશ ફેલાવે ત્યારે.

× જેમ મકાનના માળ હોય છે તેમ નરકના માળ હોય છે, અને બે માળ વચ્ચેનો ભાગ આતરા કહેવાય છે. અને માળની વચમા જે જમીન હોય છે તે પ્રમાણે આંતરાના વચમા પિંડ હોય છે અને તે પાથડા કહેવાય છે આ બધાય પાથડા ૩-૩ હજાર યોજનના જાડા. અને અસખ્યાત યોજનના લાંબા પહોળા હોય છે. એમાથી ૧૦૦૦ યોજન ઉપર અને ૧૦૦૦ યોજન નીચેનો ભાગ છોડીને વચમા ૧૦૦૦ યોજનના પોલા હોય છે. એમ નરકાવાસ છે, જેમા 'નેરઈયા' નારકીના જીવો રહે છે.

એ ૭મા નરકની હદ (સીમા) ઉપર એક રજ્જુ ઊંચું અને ૪૦ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં છઠ્ઠું મઘા (તમપ્રભા) નામનું નરક છે. જેમાં ૧,૧૬,૦૦૦ યોજનનો પૃથ્વી-પિંડ છે એમાંથી ૧૦૦૦ યોજન નીચે અને ૧૦૦૦ યોજન ઉપર છોડીને વચમાં ૧,૧૪, ૦૦ યોજનની પોલાર છે. જેમા ૩ પાથડા અને બે આંતરા છે. જેમાં પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે. અને પ્રત્યેક આંતરા ૫,૫,૦૦૦ યોજનનો છે. આંતરા તો ખાલી છે. અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમાં ૯૯,૯૯૫ નરકાવાસ છે. જેમા અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નેરઈયા રહે છે. જેમનું ૨૫૦ ધનુષ્યનુ દેહમાન અને જઘન્ય ૧૭ સાગરોપમ ઉત્કૃષ્ટ ૨૨ સાગરોપમનું આયુષ્ય છે.

એ ૬ઠ્ઠા નરકની હદ ઉપર એક રજ્જુ ઊંચું અને ૩૪ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં પાંચમુ રિઠ્ઠા (ધૂમ્રપ્રભા) નરક છે જેમાં ૧,૧૮,૦૦૦ યોજનનો પૃથ્વીપિંડ છે. એમાંથી એક હજાર યોજન ઉપર અને એક હજાર યોજન નીચે છોડીને વચમાં ૧,૧૬,૦૦૦ યોજ-નનો પોલાર ભાગ છે. જેમાં ૫ પાથડા અને ૪ આંતરા છે. પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો અને પ્રત્યેક આંતરો ૫૨,૫૦૦ યોજનનો છે. આંતરા તો ખાલી છે. પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમાં ૩૦,૦,૦૦૦ નરકાવાસ છે. જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત 'નેરઈયા' (નારકીના જીવો) છે. જેમનું ૧૨૫ ધનુષ્યનું દેહમાન અને જઘન્ય ૧૦ સાગરોપમ ઉત્કૃષ્ટ ૧૭ સાગરોપમનું આયુષ્ય છે.

એ પાંચમા નરકની હદ ઉપર એક રજ્જુ ઊંચું અને ૨૮ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં ચોથું અંજના (પંકપ્રભા) નામનું નરક છે જેમાં ૧,૨૦,૦૦૦ યોજનાનો પૃથ્વીપિંડ છે. એમાંથી ૧૦૦૦ યોજન ઉપર અને ૧૦૦૦ યોજન નીચેનો ભાગ છોડીને મધ્યમાં ૧,૧૮,૦૦૦ યોજનનો પોલાર ભાગ છે જેમાં ૭ પાથડા અને ૬ આતરા છે. જેમા પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે અને પ્રત્યેક આંતરો ૧૬,૧૬૬ યોજનનો છે. બધાય આંતરા ખાલી છે અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમાં ૧૦,૦૦,૦૦૦ નરકાવાસ છે. જેમા અસંખ્યાત કુભિયો અને અસંખ્યાત નારકીના જીવો છે. જેમનું દેહમાન ૬૨॥ ધનુષ્યનુ અને આયુષ્ય જઘન્ય ૭ સાગરોપમનું, ઉત્કૃષ્ટ ૧૦ સાગરોપમનું છે.

આ ચોથા નરકની સીમા ઉપર એક રજ્જુ ઊંચું અને ૨૨ રજ્જુ ઘનાકાર વિસ્તા-રમાં ત્રીજું 'સીલા' (વાલુપ્રભા,) નામનું નરક છે જેમા ૧,૨૮,૦૦૦ યોજનનો પૃથ્વી-પિંડ છે. એમાંથી ૧૦૦૦ યોજન નીચે અને ૧૦૦૦ યોજન ઉપર છોડીને વચમાં ૧,૨૬,૦૦૦ યોજનની પોલાર છે. જેમા ૯ પાથડા અને ૮ આંતરા છે. તેમાં પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે અને પ્રત્યેક આંતરો ૧૨,૩૭૫ યોજનનો છે. બધા આતરા ખાલી છે. અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમાં ૧૫,૦૦,૦૦૦ નરકાવાસ છે. જેમાં અસંખ્યાત કુભિયો અને અસંખ્યાત નારકીના જીવો છે. જેમનું દેહમાન ૩૧। ધનુષ્યનું અને આયુષ્ય જઘન્ય ૩ સાગરોપમ, ઉત્કૃષ્ટ ૭ સાગરોપમનું છે.

એ ત્રીજા નરકની સીમા ઉપર એક રજ્જુ ઊંચું અને સોળ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં બીજું 'વંસા' (શર્કરાપ્રભા) નામનું નરક છે. જેમાં ૧,૩૨,૦૦૦ યોજનનું પૃથ્વીપિંડ છે. જેમાંથી ૧૦૦૦ યોજન નીચે અને ૧૦૦૦ યોજન ઉપર છોડીને વચમાં ૧,૩૦,૦૦૦ યોજનની પોલાર છે. જેમાં ૧૧ પાથડા અને ૧૦ આંતરા છે. એમાં પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે. અને પ્રત્યેક આંતરો ૯૭૦૦ યોજનનો છે. બધાય આંતરા તો ખાલી છે. અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમાં ૨૫,૦૦,૦૦૦ નરકાવાસ છે. જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નરકાવાસ છે. જેમનું દેહમાન ૧૫ાા ધનુષ્ય અને ૧૨ અંગુલનું અને આયુષ્ય જઘન્ય ૧ સાગર ઉત્કૃષ્ટ ૩ સાગરોપમનું છે.

એ બીજા નરકની હદ ઉપર એક રજ્જુ ઊંચું અને ૧૦ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં પહેલું 'ઘમા' (રત્નપ્રભા) નામનું નરક છે. જેમાં કાળા કોયલા જેવાં એક એક રત્ન એક એક હજાર યોજનનાં છે. એવાં ૧૬ રત્નોનું ૧૬,૦૦૦ યોજનનું ખર કાંડ છે. ૮૦,૦૦૦ યોજનનું આયુર્બલ કાંડ છે. અને ૮૪,૦૦૦ યોજનનું પંકબલ કાંડ છે. એમ બધો મળીને કુલે ૧,૮૦,૦૦૦ યોજનનો પૃથ્વીપિંડ છે. એમાંથી એક હજાર યોજન નીચે અને એક હજાર યોજન ઉપર છોડીને મધ્યમાં ૧,૭૮,૦૦૦ યોજનની પોલાર છે. જેમાં ૧૩ પાથડા અને ૧૨ આંતરા છે. પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે, અને આંતરો ૧૧,૫૮૩$\frac{1}{3}$ યોજનનો છે. એક ઉપરનો અને એક નીચેનો આંતરો ખાલી છે. બાકીના મધ્યના ૧૦ આંતરાઓમાં અસુરકુમાર આદિ ૧૦ જાતિના ભુવનપતિ દેવો રહે છે. પ્રત્યેક પાથડાની મધ્યમાં એક હજાર યોજનનું પોલાર છે. જેમાં ૩૦,૦૦,૦૦૦ નરકાવાસ છે. જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નારકી જીવો છે. જેમનું દેહમાન ૭ાા ધનુષ્ય અને ૬ આંગળ અને આયુષ્ય જઘન્ય ૧૦,૦૦૦ વર્ષનું ઉત્કૃષ્ટ ૧ સાગરોપમનું છે.

આ સાત નરકોના બધા મળી ૪૯ પાથડા અને ૪૨ આંતરા તથા ૮૪,૦૦,૦૦૦ નરકવાસો છે. બધા નરકાવાસ અંદરથી ગોળાકાર અને બહારથી ચોખંડાકાર, પત્થરની ફર્સવાળા, મહાદુર્ગંધવાળા અને હજારો વીંછીઓના ડંખથી પણ અધિક દુઃખદ સ્પર્શવાળા છે. સાતમા નરકનું અપઈઠ નામનું નરકાવાસ ૧,૦૦,૦૦૦ યોજનનું લાંબું પહોળું અને ગોળાકાર છે. અને પ્રથમ નરકનો સીમંત નામે નરકાવાસ ૪૫ લાખ યોજન લાંબો પહોળો ગોળાકાર છે. બાકી બધા નરકાવાસ અસંખ્યાત યોજનના લાંબા પહોળા છે. ત્રણ ત્રણ હજાર યોજનના ઊંચા છે. જેમાં એક હજાર યોજન ઉપર અને એક હજાર યોજન નીચે છોડીને મધ્યમા એક હજાર યોજનની પોલમાં નરકના જીવો રહે છે.

પ્રત્યેક નરકના નીચે જુદા જુદા ત્રણ ત્રણ ગોલાર્ધ (અર્ધવલયાકાર) છે. પહેલુ ગોલાર્ધ ઘનોદધિ(જામેલા પાણી)નું ૨૦,૦૦૦ યોજનનું છે એના નીચે બીજું ગોલાર્ધ ઘનવાત(જામેલી હવા)નુ તેનાથી અસખ્યાત ગણું વધારે છે. એના નીચે અસંખ્યાત ગણું આકાશ છે જેમ પારા ઉપર પત્થર અને હવામાં વાયુયાન રહે છે તેમ ઉપરના ત્રણે ગોલાર્ધના આધારે ૭ નરક રહેલા છે.

૧. રત્નપ્રભા નરક કાળા રંગના ભયકર રત્નોથી વ્યાપ્ત છે. ૨. શર્કરાપ્રભા નરક ભાલા અને બરછીથી પણ વધારે તીક્ષ્ણ કાંકરાઓથી ભરપૂર છે. ૩. વાલુકાપ્રભા ભાડ-ભુંજાની રેતી કરતાં પણ વધારે ઉષ્ણ રેતીથી ભરપૂર છે ૪ પંકપ્રભા નરક માંસ, લોહી, પરુ વગેરેના કીચડથી ભરેલ છે. ૫. ધૂમ્રપ્રભા નરક રાઈ–મરચાના ધુમાડાથી પણ વધારે કડવા ધુમાડાથી વ્યાપ્ત છે. ૬. તમઃપ્રભા નરક ઘોર અંધકારમય છે. ૭. તમસ્તમાપ્રભા મહાન ઘોર અંધકારથી વ્યાપ્ત છે.

નરકાવાસથી ભીંતમાં ઉપર બિલના+ આકારનાં યોનિસ્થાનો (નારકી જીવોને ઉત્પન્ન થવાની જગ્યા) છે. ત્યા પાપી પ્રાણીઓ ઉત્પન્ન થઈ ને (૧) ત્યાં રહેલા અશુભ પુદ્ગલોનો આહાર ગ્રહણ કરી આહારપર્યાપ્તિ પ્રાપ્ત કરે છે. (૨) તેથી વૈક્રિય શરીર પ્રાપ્ત થવાથી શરીર પર્યાયને પ્રાપ્ત કરે છે. (૩) પછી શરીરથી ઇન્દ્રિયોનો આકાર બનવાથી ઇન્દ્રિય પર્યાય પ્રાપ્ત કરે છે. (૪) પછી ઇન્દ્રિયો વડે વાયુને લેતાં અને છોડતાં હોવાથી શ્વાસોચ્છ્વાસ પર્યાય પ્રાપ્ત કરે છે. (૫) પછી મન ભાષા પર્યાયને સાથે જ બાંધીને છએ પર્યાયોથી યુક્ત થઈ બિલની નીચે રહેલી કુંભિયોમાં નીચે માથું અને ઉપર પગ કરીને પડે છે. તે કુંભિયો ચાર પ્રકારની કહેલ છે. (૧) ઊંટના ગળા જેવી વાંકી, (૨) ઘી તેલ વગેરેના કરવાળા જેવી ઉપરથી પહોળી અને નીચેથી સાંકડી, (૩) ડબ્બાં જેવી ઉપરથી નીચે સુધી એક જ સરખી, (૪) અફીણના ડોડવા જેવી, પેટ પહોળું અને મોઢું સાંકડું અને અંદર ચારે બાજુ તીક્ષ્ણ ધારવાળી. આમાંથી કોઈ પણ એક કુંભિમા પડયા પછી નારકી જીવોનું શરીર ફુલાય છે. જેથી કુંભિમાં ફસાઈને તીક્ષ્ણ ધાર વાગવાથી અતિ દુઃખી થઈ પોકાર કરે છે. ત્યારે પરમાધર્મી (યમ) દેવો તેને ચીપિયાથી ખેંચી કાઢે છે. ત્યારે તેના શરીરના કટકા કટકા થઈ જાય છે ત્યારે તેમને ઘણું દુઃખ થાય છે પણ મરતાં નથી કેમકે કરેલા કર્મને ભોગવ્યા વિના છુટકારો મળતો નથી. જેમ વિખરાયેલ પારો મળી જાય છે તેમ તે નારકીના શરીરના કકડા મળીને ફરી જેમ હતું તેમ બની જાય છે.

---

+ સૂયગડાંગ સૂત્રના ૫ મા અધ્યયનમા "अहोसिरोकट्टु उववेइ दुग्गं" અર્થાત્ નરકમા ઉત્પન્ન થતા જીવો નીચે માથાં કરીને પડે છે, એમ કહેલુ છે. અને એ જ પ્રમાણે પ્રશ્નવ્યાકરણ સૂત્રના પહેલા આશ્રવદ્વારમા પણ કહ્યુ છે. જેથી જણાય છે કે નારકી જીવોનું ઉત્પત્તિસ્થાન નરકાવાસના ઉપરના ભાગોમા હોવું જોઈએ. આનો વિશેષ સ્પષ્ટ ખુલાસો દિગંબર મતના ગ્રંથોમા કેટલાક કુંભિમા ઉત્પત્તિસ્થાન માને છે.

## ૧૫ જાતિના પરમાધર્મી દેવો દ્વારા દેવાતાં દુઃખો

તે નારકી જીવો જ્યારે ભૂખ-તરસથી વ્યાકુળ થઈ ભોજન-પાણીની યાચના કરે છે ત્યારે જેમ કેરીને ઘોળીને નરમ કરે તેમ 'અંબ' નામના પરમાધર્મી નારકી જીવોને મર્દન કરી તેમની નસોને ઢીલી કરી નિર્બલ બનાવી દે છે. જેમ કેરીનો રસ કાઢી ગોટલો ને છોતરું ફેંકી દે છે તેમ 'અંબરસ' નામના પરમાધર્મી દેવો નારકીના શરીરને લોહી, માસ, હાડકા, ચામડી વગેરે પુદ્ગલોને જુદાં જુદાં કરી ફેંકી દે છે. જેમ સિપાઈ ચોરને મારે છે તેમ 'શ્યામ' નામના પરમાધર્મી નારકી જીવોને મારે છે. જેમ સિંહ, કૂતરાં, બિલાડાં વગેરે પોતાના ભક્ષને પકડી ચિરફાડ કરી માંસ કાઢે છે તે જ પ્રમાણે 'સબલ' નામના પરમાધર્મી દેવો નારકીઓનાં શરીરને ચિરફાડ કરીને માસ જેવાં પુદ્ગલો કાઢે છે. જેમ દેવીના ભૂવા બકરા વગેરેને ત્રિશૂલથી છેદે છે, શૂળીથી ભેદે છે તેમ 'રુદ્ર' નામના પરમાધર્મી દેવો નારકીનુ છેદન ભેદન કરે છે. જેમ કસાઈ લોકો માંસના કકડે કકડા કરે છે તેમ 'મહારુદ્ર' નામના પરમાધર્મી દેવો નારકીના શરીરના કકડે કકડા કરે છે. જેમ કદોઈ ગરમ તેલમા પૂરી ભજિયાં વગેરે તળે છે તેમ 'કાલ' નામના પરમાધર્મી દેવો નારકીના માસને કાપી કાપીને તેલમાં તળીને ખવરાવે છે. જેમ મરેલાં જાનવરોનું માંસ પક્ષીઓ ચૂંટી ચૂંટીને ખાય છે તેમ 'મહાકાલ' નામના પરમાધર્મી દેવો ચીપિયા વડે માસ ચૂંટી ચૂંટીને તેને જ ખવરાવે છે. જેમ વીર પુરુષ સંગ્રામમાં તલવારથી શત્રુઓનો સંહાર કરે છે તેમ 'અસિપત્ર' નામના પરમાધર્મી દેવો તલવારથી નારકીના શરીરના તલ તલ જેવા કકડા કરે છે. ૧૦ જેમ શિકારી ધનુષ્ય તાણી બાણથી પશુના શરીરને ભેદે છે તેમ 'ધનુષ્ય' નામના પરમાધર્મી દેવ ધનુષ્ય-બાણથી નારકીને છેદે છે. જેમ ગૃહસ્થી લીબુને કાપી મસાલો ભરી બરણીમા અથાણું કરે છે તેમ 'કુંભ' નામના પરમાધર્મી દેવ નારકીના શરીરને કાપી મસાલો ભરી કુંભિમા નાખે છે. જેમ ભાડભુંજો ગરમ રેતીથી ચણા વગેરે ભૂંજે છે તેમ 'વાલુ' નામના પરમાધર્મી નારકીને ગરમ રેતમાં ભૂજે (સેકે) છે. જેમ ધોબી વસ્ત્રને ધુએ છે તેમ 'વૈતરણી' નામક પરમાધર્મી દેવ નારકીને વૈતરણી નદીની શિલાઓ ઉપર પછાડી પછાડીને ધુએ છે, નિચોવે છે. જેમ શોખીનો બગીચાઓની હવા ખાય છે તેમ 'ખરસ્વર' નામના પરમાધર્મી દેવ વૈક્રિયથી બનાવેલા શાલ્મલી વૃક્ષના વનમાં નારકીને બેસાડી હવા ચલાવે છે જેથી તે તલવાર અને ભાલાની ધાર જેવા તીક્ષ્ણ પત્તાઓ નારકીના શરીર પર પડતાં જ અંગ કપાઈ પડે છે એમ આખા શરીરનું છેદન-ભેદન કરે છે. અને ગોવાળીઓ બકરાંને વાડામાં ઠાંસી ઠાંસીને ભરે છે તેમ 'મહાઘોષ' નામના પરમાધર્મી દેવો મહા અંધકારથી વ્યાપ્ત સાંકડા કોઠામાં નારકી જીવોને ઠાસી ઠાંસીને ભરે છે.

જે માંસહારી પ્રાણી નરકમાં ઉત્પન્ન થયાં છે, તેમના શરીરનું માંસ ચીપિયાથી કાપી કાપી તેલમાં તળીને, રેતમા સેકીને તે જ જીવોને ખવરાવતા પરમાધર્મી દેવો

કહે છે, "તું માંસભક્ષણમાં લુબ્ધ હતો એટલે તું આને પણ પસંદ કર! તારે આને પણ ખાવું જ જોઈએ" મદ્યપાન કરનાર તથા વગર ગળેલું પાણી પીનાર નારકીના મોઢામાં તાંબુ, સીસું વગેરેનો રસ ઉકાળીને રેડતા કહે છે કે "લો! આ પીઓ! આ પણ ઘણું મજેદાર છે." વેશ્યા અને પરસ્ત્રીગમન કરનારને તપાવી લાલ કરેલા લોઢાના થાંભલા સાથે બલાત્કારથી બાથ ભરાવીને, "અરે દુષ્ટ! તને પરસ્ત્રી સારી લાગતી હતી તો હવે કેમ રુએ છે?" કુમાર્ગે ચાલનાર તથા કુમાર્ગે જવાનો ઉપદેશ દેનારને આગથી ઝગમગતા અંગારા ઉપર ચલાવે છે. જાનવરો અને મનુષ્યો ઉપર વધારે ભાર લાદનારને ડુંગરોમાં, કાંટા–કાંકરાવાળા રસ્તામાં લાખો ટન વજનની ગાડી ખેંચાવે છે. ઉપર તીક્ષ્ણ ધારવાળા ચાબુકનો પ્રહાર કરે છે. કૂવા, તળાવ, નદી વગેરેના પાણીમા ક્રીડામસ્તી કરનારને તથા અનગળ પાણી કામમાં લાવનારને, પાણી નકામું ઢોળનારને વૈતરણી નદીના ઉષ્ણ અને તીક્ષ્ણધાર પાણીમાં નાખી તેના શરીરને છિન્નભિન્ન કરે છે. સાપ, વીંછી, પશુ, પક્ષી વગેરે પ્રાણીને મારનારાઓને યમદેવ સાપ, વીંછી, સિંહ વગેરેનું સ્વરૂપ ધારણ કરી ચીરી નાંખે છે. તીક્ષ્ણ ઝેરીલા ડંખોથી તેમને ત્રાસ આપે છે. વૃક્ષછેદન કરનારના શરીરનું છેદન કરે છે. માતાપિતા વગેરે વૃદ્ધ અને ગુરુજનોને સંતાપ પહોંચાડનારના શરીરનું ભાલાથી ભેદન કરે છે. દગા–ચોરી કરનારાઓને ઊંચા પહાડોથી પછાડે છે. "શ્રોત્રેન્દ્રિય-પ્રિય" રાગરાગિણીના અત્યન્ત શોખીનોના કાનમાં ઊકળતા સીસાનો રસ નાંખે છે ચક્ષુરિન્દ્રિયના વિષયમાં આસક્ત રહેનારાઓની આંખો તીક્ષ્ણ શૂળોથી ફોડી નાખે છે, ઘ્રાણેન્દ્રિયમાં આસક્ત રહેલા જીવોને તીખો રાઈ–મરચાનો ધુમાડો સુંઘાડે છે. જીભથી ચાડી–નિંદા કરનારના મોઢામાં કટાર મારે છે એમ કેટલાંએકને ઘાણીમાં પીલે છે. અગ્નિમાં બાળે છે, હવામાં ઉડાડે છે. એમ પૂર્વકૃત્ય અનુસાર અનેક પ્રકારના મહા દુઃખોથી દુઃખી કરે છે. તે નારકી જીવો આ દુઃખોથી ગભરાઈને-ઘણી જ દીનતાથી બન્ને હાથોની દસે આંગળીઓને મોઢામાં નાખી પગમાં પડી પ્રાર્થના કરે છે, "હવે અમે એવાં પાપો નહિ કરીએ, અમને ન મારો, અમને ન મારો" પણ એ કરુણામય શબ્દોથી પરમાધર્મીઓને જરાય દયા આવતી નથી એમની પ્રાર્થના ઉપર જરાય લક્ષ્ય આપ્યા વગર તેમના કથનની મશ્કરી કરતાં તેમને વિશેષ દુઃખો આપે છે.

અહીંયાં બે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે: (૧) નારકીને પરમાધર્મી કેમ દુઃખ આપે છે? (૨) અને પરમાધર્મીઓને તે પાપ લાગે છે કે નહિ?

**ઉત્તર**—જેમ કેટલાક નિર્દય લોક શિકાર ખેલવામાં, હાથી, ગોધા, પાડા, ઘેટા, કૂતરાં વગેરેને લડાવવામાં આનંદ માને છે તેવી જ રીતે પરમાધર્મી દેવો નારકી જીવોને દુઃખ દેવામાં આનંદ માને છે. અગ્નિ, પાણી વનસ્પતિ આદિ જીવોની જેથી ઘાત થાય તેવા અજ્ઞાન તપના પ્રભાવથી પરમાધર્મી દેવો થાય છે, અને તે પરમાધર્મી દેવો નારકી જીવોને સંતાપ પહોંચાડવામાં જ આનંદ માને છે, અને પાપ તો જે કરે તે

બધાને લાગે છે. આવા પાપના યોગથી જ તે દેવો મરીને બકરા, મરઘાં વગેરે નીચ યોનિમાં ઉત્પન્ન થઈ આયુ પૂર્ણ થતાં પહેલાં જ મરી જાય છે.

એ પ્રકારની પરમાધર્મી કૃત વેદના તો ત્રીજા નરક સુધી જ છે. ચોથાથી સાતમા નરક સુધી અન્યોન્ય કૃત વેદના હોય છે. જેમ નવા કૂતરાના આવવાથી બધાં કૂતરાંઓ તેના ઉપર તૂટી પડે છે, તેને ત્રાસ પહોંચાડે છે તેમ ચોથા પાંચમા નરકમાં એક નારકીનો જીવ બીજા જીવોને દુઃખ દે છે. તેમને મહા કિલામણા ઉપજાવે છે એટલે કે તેઓ પરસ્પરમા દુઃખ દીધાં કરે છે. એ વખતે જે સમ્યગ્દૃષ્ટિ જીવો હોય છે તે પૂર્વ કર્મનો ઉદયભાવ જાણીને સમભાવપૂર્વક દુઃખ સહન કરે છે. બીજાને દુઃખ આપતા નથી અને જે મિથ્યાદષ્ટિ હોય છે તે પરસ્પર લાતો અને ઘોલો મારે છે. વૈક્રિય શસ્ત્ર બનાવીને પરસ્પર પ્રહાર કરે છે, મારામારી કરે છે. અને છઠ્ઠા સાતમા નરકના જીવો છાણના કીડા જેવા વજ્રમય મુખવાળા કંથવાના રૂપ બનાવીને પરસ્પર એક બીજાના શરીરમાં આરપાર નીકળી જાય છે. આખા શરીરમાં ચાળણી જેવાં છિદ્ર કરીને મહા ભયંકર પરિતાપ ઉપજાવે છે. આ પ્રમાણે મહાદુઃખ ભોગવે છે.

## ૧૦ પ્રકારની ક્ષેત્રવેદના

૧. **અનંત ક્ષુધા**—જગતમાં જેટલા ખાદ્ય પદાર્થ છે એ બધા એક જ નારકી જીવને દઈ દેવામા આવે તો પણ તેની તૃપ્તિ ન થાય એવા ક્ષુધાતુર તેઓ સદા હોય છે. ૨. **અનંત તૃષા**—બધા સમુદ્રનું પાણી એક જ નારકી જીવને દેવાય તો પણ તેની તૃષા શાન્ત ન થાય એવા તરસ્યા તેઓ હોય છે. ૩. **અનંત શીત**—લાખ મણ લોઢાનો ગોળો નરકની શીત યોનિમાં મૂકવામા આવે તો તે શીતળતાના પ્રભાવે તેના અણુઓ છૂટા પડી રાખ જેવા બની જાય એવી તીવ્ર ત્યાં ટાઢ હોય છે. જો કોઈ ત્યાંના નારકી જીવને ઉપાડીને હિમાલયના બરફમાં મૂકી દે તો તે તેને ઘણા જ આરામનું સ્થળ સમજે એવી શરદી ત્યા હંમેશા રહે છે. ૪. **અનંત તાપ**—નરકના, ઉષ્ણ યોનિ-સ્થાનમા લાખ મણ લોઢાનો ગોળો મૂકતાં જ તે પીગળીને પાણી થઈ જાય અને જો કોઈ તે નારકી જીવને ત્યાંથી ઉપાડી બળતી ભઠ્ઠીમા મૂકી દે તો તે તેને ઘણા જ આરામનુ સ્થાન સમજે એવી ગરમી ત્યા સદૈવ રહ્યા કરે છે. ૫. **અનંત મહાજ્વર**—નારકીના શરીરમાં હંમેશાં ઘણો તાવ ભર્યો રહે છે જેથી શરીર બળ્યા કરે છે. ૬. **અનંત ખુજલી**—નારકી જીવો હંમેશાં શરીર ખણ્યા જ કરે છે. ૭. **અનંત રોગ**—જલોદર, ભગંદર; ઉધરસ, શ્વાસ વગેરે ૧૬ મહારોગો અને ૫, ૬૮, ૯૯, ૫૮૫ પ્રકારના નાના નાના રોગો નારકીના શરીરમાં સદા પ્રગટ રહ્યા કરે છે. ૮. **અનંત અનાશ્રય**—નારકી જીવને કોઈ પણ કોઈ જાતનો આશરો કે મદદ આપનાર હોતો નથી. ૯. **અનંત શોક**—નારકી જીવો સદા ચિંતાગ્રસ્ત રહ્યા કરે છે. અને ૧૦. **અનંત ભય**—જ્યાં કરોડો સૂર્ય મળીને પણ પ્રકાશ ન કરી શકે એવું અંધકારમય નરકનું સ્થાન છે એટલે

જ તો નર્ક (ન=નથી, અર્ક=સૂર્ય) નામ છે. વળી નારકીઓનાં શરીર પણ કાળાં મહા ભયંકર છે. ચારે બાજુ મારકૂટ હાહાકાર હોય છે એ કારણોથી નારકી જીવો પ્રતિક્ષણ ભયથી વ્યાકુળ બની રહે છે. આ ૧૦ પ્રકારની વેદનાને સાતે નરકના જીવો પ્રતિક્ષણ અનુભવી રહ્યા હોય છે. આંખના ટમકારા જેટલો વખત પણ આરામ **નથી.**

**પ્રશ્ન**—આવા મહાદુઃખપ્રદ નરકમા કયા પાપોદયથી જીવ જાય છે?

**ઉત્તર**—સૂયગડાગ સૂત્રના પહેલા શ્રુત સ્કંધના ૫ મા અધ્યયનમાં કહ્યું છે કે:—

तिव्वं तसे पाणिणो थावरे य जे हिंसन्ति आयसुहं पडुच्च ।
जे लुसए होई अदत्तहारी, ण सिकखति सेय वियस किं चि ॥
पागमी पाणे बहुणं तिवार्ती अनिव्वते घातमुवेति वाले ।
णि होणि सं गच्छति अ तकाले अहोसिरं कट्टु उवेइ दुग्गं ॥ ५ ॥

**અર્થાત્**—જે પ્રાણી પોતાના સુખને માટે ત્રસ (બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરેન્દ્રિય, પંચેન્દ્રિય) અને સ્થાવર(પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ)ના જીવોને નિર્દયતાના ભાવથી હિંસા કરે છે અને લૂટે છે. ગ્રહણ કરવા યોગ્ય શિક્ષા—વ્રત—પ્રત્યાખ્યાન આદિ—ને ગ્રહણ કરતો **નથી** હિંસાદિ પાપ કૃત્યોને પુણ્યકારી બતાવવાની ધૃષ્ટતા કરે છે, ક્રોધાદિ ચાર કષાયોથી નિવૃત્ત થતો નથી, તે અજ્ઞાની મરણ થયા બાદ નીચુ માથું કરીને અંધકારમય મહાભયંકર નરકસ્થાનમાં જાય છે અને મહાદુઃખ પામે છે.

## ભવનપતિ દેવનું વર્ણન

પૂર્વ કથિત પહેલા નરકમાં ૧૨ આતરા અસંખ્ય યોજન લાંબા પહોળા છે અને ૧૧,૫૮૩ યોજન ઊંચા છે. જેના બે વિભાગ છે, (૧) દક્ષિણ: (૨) ઉત્તર. ૧૨ આતરામાથી એક ઉપરનું અને એક નીચેનું એમ બે આતરા ખાલી પડયા છે અને વચલા ૧૦ આતરામા જુદી જુદી જાતના ૧૦ ભવનવાસી દેવો રહે છે અને તે દસ વિભાગોમાથી ઉપરના પહેલા વિભાગમા અસુરકુમાર જાતિના દેવતા રહે છે જેમના દક્ષિણ વિભાગમા ૪૪ લાખ ભવનો છે. જેના ચમરેન્દ્રજી માલિક છે. ચમરેન્દ્રજીના ૬૪,૦૦૦ સામાનિક દેવ, ૨,૫૬,૦૦૦ આત્મરક્ષક દેવ, ૬ અગ્રિમહિષી (મુખ્ય) ઇન્દ્રાણીઓ ૬—૬ હજારના પરિવાર, ૭ અણિકા (સેના)* ૩ પરિષદા :–૧ આભ્યન્તર પરિષદના ૨૪,૦૦૦ દેવો, ૨. મધ્ય પરિષદના ૨૮,૦૦૦ દેવો. ૩ બાહિર પરિષદના ૩૨,૦૦૦ દેવો છે. અને તે જ પ્રમાણે આભ્યન્તર પરિષદની ૩૫૦ દેવીઓ, મધ્ય પરિષદની ૩૦૦ દેવીઓ અને બાહિર પરિષદની ૨૫૦ દેવીઓ પણ છે. દેવતાઓનું આયુષ્ય જઘન્ય ૧૦,૦૦૦ વર્ષનું, ઉત્કૃષ્ટ ૧ સાગરોપમનુ છે. એમની દેવીઓનું આયુષ્ય જઘન્ય ૧૦,૦૦૦ વર્ષનું ઉત્કૃષ્ટ ૩ા પલ્યોપમનું છે. ઉત્તરના વિભાગમા ૪૦ લાખ ભવન છે. જેમના

* સાત સેના–૧. ગંધર્વની ૨. તારકની ૩ અશ્વની ૪. હાથીની ૫. રથની ૬. પેદલની અને ૭ ભેંસની– આ સાત પ્રકારની સેના છે.

મલ્લિનાથના છ મિત્ર, મહાબળ પ્રમુખ મુનિરાય, સર્વે મુકતે સીધાવ્યા, મ્હોટી પદવી પાય ૪૬ વળિ જિતશત્રુ રાજા, સુબુધ્ધિ નામે પ્રધાન, પોતે ચારિત્ર લેઈને, પામ્યા મોક્ષ નિધાન. ૪૭. ધન્ય તેતલિ મુનિવર, દિયો છકાય અભેદાન, પોટલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળજ્ઞાન. ૪૮. ધન્ય પાચે પાડવ, તજી દ્રૌપદી નાર, સ્થિવરની પાસે, લીધો સયમ ભાર ૪૯ શ્રી નેમિ વંદનનો, એહવો અભિગ્રહ કીધ, માસ માસખમણુ તપ, શેત્રુંજય જઇ સિદ્ધ ૫૦. ધર્મઘોષ તણા શિષ્ય, ધર્મરુચિ અણગાર, કીડીઓની કરુણા, આણી દયા અપાર. ૫૧. કડવા તુંબાનો, કીધો સઘળો આહાર, સર્વાર્થસિધ્ધ પહોત્યા, ચવિ લેશે ભવ પાર ૫૨. વળી પુંડરીક રાજા, કુંડરીક ડગીયો જાણુ, પોતે ચારિત્ર લેઈને, ન ઘાલી ધર્મમાં હાણુ ૫૩. સર્વાર્થસિદ્ધ પહોત્યા, ચવી લેશે નિરવાણુ, શ્રી જ્ઞાતાસૂત્રમા, જિનવરે કર્યાં વખાણુ. ૫૪. ગૌતમાદિક કુંવર, સગા અઢારે ભ્રાત, સર્વ અંધકવિષ્ણુ સુત, ધારિણી જ્યારી માત. ૫૫ તજી આઠ અંતેઉરી, કાઢી દીક્ષાની વાત, ચારિત્ર લેઈને, કીધો મુકિતનો સાથ. ૫૬. શ્રી અનેકસેનાદિક, છયે સહોદર ભાય, વસુદેવના નંદન, દેવકી જયારી માય ૫૭ ભદ્દીલપુર નગરી, નાગ ગાહાવઈ જાણુ, સુળસા ઘેર વધીયા, સાભળી નેમિની વાણુ. ૫૮. તજી બત્રીસ અંતેઉરી, નીકળીયા છટકાય, નળ કુબેર સમાણા, ભેટ્યા શ્રી નેમિના પાય. ૫૯ કરી છઠ છઠ પારણાં મનમે વૈરાગ્ય લાય, એક માસ સથારે, મુકિત બિરાજ્યા જાય ૬૦. વળી દારક સારણુ સુમુખ દુમુખ મુનિરાય, વળી કુમર અનાદષ્ટિ, ગયા મુકિતગઢમાંય. ૬૧ વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ રૂપે અતિ સુંદર, કળાવંત વય બાલ ૬૨. શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જંજાળ, ભિક્ષુની પડિમા, ગયા મસાણુ મહાકાળ. ૬૩. દેખી સોમિલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ, ખેરતણા ખીરા, શિર ઠવિયા અસરાળ ૬૪. મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ, પરીસહ સહીને, મુકિત ગયા તત્કાળ ૬૫. ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ, સાબ ને પ્રદ્યુમન, અનિરૂઢ સાધુ અગાધ ૬૬ વળી સચ્ચનેમિ દઢનેમિ, કરણી કીધી નિર્બાધ, દશે મુકતે પહોત્યા, જિનવર વચન આરાધ ૬૭ ધન્ય અર્જુનમાળી, કિયો કદાગ્રહ દૂર, વીરપે વ્રત લેઈને, સત્યવાદિ હુવા શૂર ૬૮. કરી છઠ છઠ પારણાં ક્ષમા કરી ભરપૂર, છ માસની માહી, કર્મ કિયા ચકચૂર ૬૯ કુંવર અઈમુત્તે, દીઠા ગૌતમસ્વામ, સુણિ વીરની વાણી, કીધો ઉત્તમ કામ. ૭૦. ચારિત્ર લેઈને પહોંત્યા શિવપુર ઠામ, ધુર આદિ મકાઈ, અંત અલક્ષ મુનિ નામ ૭૧ વળી કૃષ્ણરાયની અગ્રમહિષી આઠ, પુત્ર વહુ દોયે, સંચ્યા પુણ્યના ઠાઠ ૭૨ જાદવકુળ સતિયા, ટાળ્યો દુ:ખ ઉચાટ, પહોત્યા શિવપુરમેં, એ છે સૂત્રનો પાઠ ૭૩ શ્રેણિકની રાણી, કાલીઆદિક જાણુ, દશે પુત્ર વિયોગે, સાભળી વીરની વાણુ ૭૪ ચંદનબાળાપે, સયમ લેઈ હુવા જાણુ, તપ કરી દેહ ઝોશી, પહોત્યા છે નિરવાણુ, ૭૫ નંદાદિક તેરે, શ્રેણિક નૃપની નાર, સઘળી ચંદનબાળાપે, લીધો સંયમ ભાર. ૭૬ એક માસ સથારે, પહોંત્યા મુક્તિ મોઝાર, એ નેવુ જણાનો અંતગડમા અધિકાર ૭૭. શ્રેણિકના બેટા, જાલિયાદિક તેવીશ, વીરપે વ્રત લેઈને, પાળ્યો વિશ્વાવીશ ૭૮. તપ કઠણુ

કરીને, પૂરી મન જગીશ, દેવલોક પહોંત્યા, મોક્ષ જાશે તજી રીસ. ૭૯ કાકંદિનો ધન્નો, તજી બત્રીશે નાર, મહાવીર સમીપે, લીધો સંયમ ભાર. ૮૦. કરી છઠ છઠ પારણાં આયંબિલ ઉજ્છિત આહાર, શ્રી વીરે વખાણ્યા, ધન ધન્નો અણગાર. ૮૧. એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત, મહાવિદેહ ક્ષેત્રમા, કરશે ભવનો અંત ૮૨. ધન્નાની રીતે, હુવા નવે સંત, શ્રી અનુત્તરોવવાઈમા, ભાખી ગયા ભગવંત ૮૩. સુબાહુ પ્રમુખ, પાંચ પાચસે નાર; તજી વીરપે લીધા, પંચ મહાવ્રત સાર. ૮૪. ચારિત્ર લેઈ ને, પાળ્યાં નિરતિચાર, દેવલોકે પહોત્યા, સુખવિપાકે અધિકાર ૮૫. શ્રેણિકના પૌત્ર, પૌત્રાદિક હુવા દસ, વીરપે વ્રત લેઇને, કાઢયો દેહનો કસ ૮૬. સંયમ આરાધી, દેવલોકમાં જઈ વશ, મહાવિદેહ ક્ષેત્રમા, મોક્ષ જાશે લેઈ જસ. ૮૭. બલભદ્રના નંદન, નિષધ દિક હુવા બાર, તજી પચાસ અંતેઉરી, ત્યાગ દિયો સંસાર. ૮૮ સહુનેમિ સમિપે, ચાર મહાવ્રત લીધ, સર્વાર્થસિદ્ધ પહોંત્યા, હોશે વિદેહ સિદ્ધ ૮૯ ધન્નો ને શાળિભદ્ર મુનીશ્વરોની જોડ, નારીના બંધન, તત્ક્ષણ નાખ્યા ત્રોડ ૯૦ ઘર કુટુંબ કબીલો, ધન કંચનની કોડ, માસ માસખમણ તપ, ટાળશે ભવની ખોડ ૯૧ શ્રી સુધર્મ સ્વામીના શિષ્ય, ધન ધન જંબુસ્વામ, તજી આઠ અંતેઉરી, માત પિતા ધન ધામ ૯૨. પ્રભવાદિક તારી, પહોત્યા શિવપુર ઠામ, સૂત્રે પ્રવર્તાવી, જગમા રાખ્યું નામ ૯૩. ધન્ય ઢંઢણ મુનિ, વર કૃષ્ણરાયના નંદ, શુદ્ધ અભિગ્રહ પારી, ટાળી દિયો ભવ ફંદ. ૯૪ વળિ ખંધક ઋષિની દેહ ઉતારી ખાલ, પરીસહ સહીને, ભવ ફેરા દિયા ટાળ ૯૫ વળિ ખંધક ઋષિના, હુવા પાંચશે શિષ્ય, ઘાણીમા પીલ્યા, મુક્તિ ગયા તજી રીસ ૯૬ સંભૂતિવિજય શિષ્ય, ભદ્રબાહુ મુનિરાય, ચૌદ પૂરવધારી ચંદ્રગુપ્ત આણ્યો ઠાય ૯૭. વળિ આર્દ્રકુમાર મુનિ, સ્થૂલિભદ્ર નંદિષેણ, અરણિક અઇમુત્તો, મુનીશ્વરોની શ્રેણ. ૯૮ ચોવિશ જિન મુનિવર, સંખ્યા અઠ્ઠાવીશ લાખ, ઉપર સહસ્ર અડતાળીસ, સૂત્ર પરંપરા ભાખ ૯૯ કોઈ ઉત્તમ વાચો, મોઢે જયણા રાખ, ઉઘાડે મુખ બોલ્યા, પાપ લાગે ઈમ ભાખ ૧૦૦ ધન્ય મરુદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન, ગજ હોદ્દે પાયો, નિર્મળ કેવળજ્ઞાન. ૧૦૧ ધન્ય આદીશ્વરની પુત્રી, બ્રાહ્મી સુંદરી દોય, ચારિત્ર લેઈ ને, મુક્તિ ગયા સિદ્ધ હોય. ૧૦૨. ચોવીશે જિનની, વડી શિષ્યણી ચોવીશ, સતી મુકતે પહોત્યાં, પૂરી મન જગીશ. ૧૦૩. ચોવીશે જિનનાં સર્વ સાધવી સાર, અડતાળીશ લાખ ને, આઠસેં સિત્તેર હજાર. ૧૦૪. ચેડાની પુત્રી, રાખી ધર્મશુ પ્રીત, રાજેમતી વિજયા, મૃગાવતી સુવિનીત. ૧૦૫. પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત, ઈત્યાદિક સતીયો, ગઈ જન્મારો જીત. ૧૦૬. ચોવીશે જિનનાં, સાધુ સાધવી સાર; ગયા મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર. ૧૦૭. ઇણ અઢી દ્વીપમા, ઘરડા તપસી બાળ, શુદ્ધ પંચ મહાવ્રતધારી, નમો નમો ત્રણકાળ. ૧૦૮ એ યતિયો સતિયોનાં, લીજે નિત્ય પ્રતે નામ, શુદ્ધ મનથી ધ્યાવો એહ તરણનો ઠામ ૧૦૯ એ યતિયો સતીયોશું, રાખો ઉજ્જવળ ભાવ, કહે ઋષિ જેમલ, એહ તરણનો દાવ ૧૧૦. સંવત અઢાર ને વર્ષ સાતે શિરદાર, શહેર ઝાલોર માહી, એહ કહ્યો અધિકાર. ૧૧૧.

ઇતિ શ્રી સાધુ વંદના સમાપ્તમ્

## શ્રી જીવરાશિની સજઝાય

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે, જાણપણું જગતે ભલું, એણીવેળાએ આવે, તે મુજ મિચ્છામિ દુક્કડં. ૧ અરિહંતની સાખ, જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ તે મુજ૦ ૨ સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય, સાત લાખ તેઉ કાયના સાતે વળી વાય. તે મુજ૦ ૩. દસ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદે સાધારણ, બી તી ચૌરેંદ્રિ જીવના, બે બે લાખ વિચાર તે મુજ૦ ૪ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી, ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી તે મુજ૦ ૫. ઇણ ભવે પરભવે સેવિયાં, જે પાપ અઢાર, ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરુ, દુર્ગતિના દાતાર તે મુજ૦૬ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ, દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ તે મુજ૦૭. પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ, માન માયા લોભ મેં કીયા, વળી રાગ ને દ્વેષ તે મુજ૦ ૮ કલહ કરી જીવ દુહવ્યા, દીધા કુડા કલંક, નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક તે મુજ૦ ૯. ચાડી કીધી પારકી કીધો થાપણ મોસો, કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો તે મુજ૦ ૧૦ ખાટકીને ભવે મેં કીયા, જીવના વધ ઘાત, ચડીમાર ભવે ચરકલા, માર્યાં દિનરાત તે મુજ૦ ૧૧ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર, જીવ અનેક જબ્હે કિયા કીધાં પાપ અઘોર તે મુજ૦ ૧૨. માછલા, ઝાલ્યા જળવાસ, ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયા પાસ તે મુજ૦ ૧૩ કોટવાળને ભવે મેં કિયા, આકરા કર દંડ, બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ તે મુજ૦ ૧૪ પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ, છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ. તે મુજ૦ ૧૫ કુંભારને ભવે મેં કિયા, નીમાહ પચાવ્યા, તેલી ભવે તલ પીલિયા, પાપે પિંડ ભરાવ્યા તે મુજ૦ ૧૬. હાળી ભવે હળ ખેડીયા, ફાડયાં પૃથ્વીના પેટ, સૂડ નિદાન કિયા ઘણાં, દીધા બળદ ચપેટ. તે મુજ૦ ૧૭. માળી ભવે રોપ રોપિયા, નાનાવિધ વૃક્ષ, મૂળ પત્ર ફળ ફૂલનાં, લાગ્યા પાપ અલક્ષ તે મુજ૦ અધોવાઈયાને ભવે ભર્યા અધિકા ભાર, પોઠી ઉંટ કીડા પડયા, દયા નાણી લગાર તે મુજ૦ ૧૯ છીપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુવાદ અભ્યાસ, તે મુજ૦ ૨૦ શૂર પણે રણ ઝુઝતા, માર્યા માણસ વૃંદ, મદિરા માસ માખણ ભખ્યા, ખાધા મૂળ ને કંદ તે મુજ૦ ૨૧. ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલ્લેચ્યા, આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યા તે મુજ૦ ૨૨ અંગાર કર્મ કીયા વળી, ધરમે દવજ દીધા, સમ ખાધા વીતરાગના, કુડા કોસજ કીધા. તે મુજ૦ ૨૩ બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગિરોળી હત્યારી, મૂઢ ગમાર તણે ભવે, મેં જું લીખ મારી. તે મુજ૦ ૨૪ ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ, જાર ચણા ઘઉં શેકિયા, પાડતા રીવ તે મુજ૦ ૨૫ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક, રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્વેગ તે મુજ ૨૬. વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ, ઈષ્ટ વિયોગ પડાવિયા, રુદન વિષવાદ.

તે મુજ૦ ૨૭ સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઈને ભાગ્યાં, મૂળ અને ઉત્તર તણાં, મુજ દુષણ લાગ્યાં તે મુજ૦ ૨૮. સાપ વીછી સિંહ ચીતરા; શકરાં ને સમળી, હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી તે મુજ૦ ૨૯ સુવાવડી દુષણ ઘણાં, વળી ગર્ભ, ગળાવ્યા, જીવાણી ઢોળ્યા ઘણા, શીયલવ્રત ભજાવ્યા. તે મુજ૦ ૩૦ ભવ અનંત ભમતાં થકા, કીધા દેહ સંબંધ; ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરુ, જન્ન પવિત્ર. તે મુજ૦ ૩૧. ભવ અનત ભમતા થકાં, કીધા પરિગ્રહ સબંધ, ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરુ, તીણશું પ્રતિબંધ. તે મુજ૦ ૩૨. ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબધ, ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરું, તિણશું પ્રતિબંધ તે મુજ૦ ૩૩ ઈણિપરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર, ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરું, કરું જન્મ પવિત્ર તે મુજ૦ ૩૪. એણિ વિધે એ આરાધના, ભાવે કરશે જેહ, સમય સુંદર કહે પાપથી, વળી છૂટશે તેહ. તે મુજ૦ ૩૫ રાગ ગૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ, સમય સુંદર કહે પાપથી, છૂટે તત્કાળ. તે મુજ૦ ૩૬ ઇતિ સમાપ્તમ્

## ચત્તારી મંગલં

શ્રી ચત્તારિમંગલં, અરિહંતામંગલં, સિદ્ધામગળં, સાહુમંગળં, કેવળી પન્નતો ધમ્મો મગળં, ચત્તારી લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા, સાહુ લોગુત્તમા, કેવળી પન્નતો ધમ્મો લોગુત્તમા, ચત્તારી શરણં પવ્વજામિ, અરિહંતા શરણં પવ્વજામિ, સિદ્ધાશરણ પવ્વજામિ, સાહુશરણં પવ્વજામિ, કેવળી પન્નતો ધમ્મોશરણં પવ્વાજામિ; ચાર શરણું કરે જેહ, ભવસાગરમા ન બૂડે તેહ, સકળ કર્મનો આણે અંત, મોક્ષતણા સુખ લે અનંત, ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મુકતે જાય, સંસાર માહે શરણા ચાર, અવર શરણ નહિં કોય, જે નરનારી આદરે, તેને અક્ષય અવિચળ પદ હોય અંગુઠે અમૃત વસે, લબ્ધીતણો ભંડાર, ગુરુ ગૌતમને સમરિયે તો, મનવંછિત ફળ દાતાર.

